# સત્સંગ અને સાધન

માનવ સેવા સંઘ, વૃંદાવન

# સત્સંગ અને સાધન

માનવ સેવા સંઘ
ના પ્રવર્તક સન્ત પ્રવર

**શ્રી શરણાનંદજી મહારાજ**

ની અમૃતવાણી

**માનવ સેવા સંઘ પ્રકાશન**
**વૃંદાવન (મથુરા)**

## सत्संग और साधन

(મૂળ હિન્દી પુસ્તકનું ગુજરાતી ભાષાંતર)

પ્રકાશકઃ

**માનવ સેવા સંઘ**

વૃંદાવન, મથુરા, (ઉ.પ્ર.)



પ્રથમ સંસ્કરણ :

પ્રત :

મૂલ્ય :

મુદ્રક :

## પ્રાર્થના (૧)

મારા નાથ,

આપ આપની સુધામયી, સર્વસમર્થ, પતિતપાવની, અહૈતુકી કૃપાથી દુઃખી પ્રાણીઓનાં હૃદયમાં ત્યાગનું બળ તેમજ સુખી પ્રાણીઓનાં હૃદયમાં સેવાનું બળ પ્રદાન કરો, જેથી તેઓ સુખ-દુઃખનાં બંધનથી મુક્ત થઈ, આપના પવિત્ર પ્રેમનું આસ્વાદન કરી કૃતકૃત્ય થઈ જાય.

## પ્રાર્થના (૨)

મારા નાથ,

આપ આપની સુધામયી, સર્વસમર્થ, પતિતપાવની, અહૈતુકી કૃપાથી માનવ માત્રને વિવેકનો આદર તથા બળનો સદુપયોગ કરવાનું સામર્થ્ય પ્રદાન કરો તેમજ હે કરુણાસાગર ! પોતાની અપાર કરુણાથી શીઘ્ર જ રાગ-દ્વેષનો નાશ કરો. સૌનું જીવન સેવા-ત્યાગ-પ્રેમથી પરિપૂર્ણ થઈ જાય.

**ૐ આનંદ !** **ૐ આનંદ !** **ૐ આનંદ !**

## અનુક્રમ



## સ્મરણીય

૧. સન્ત અમર છે, તેમની વાણી પણ અમર છે.

૨. આ વાણીનાં આદરમાં સત્યનો આદર છે.

૩. આ વાણીનાં આદરમાં જીવનનો આદર છે.

૪. આ વાણીનાં આદરમાં સન્તનો આદર છે.

૫. આ વાણીનાં આદરમાં સંઘનો આદર છે.

# ૧

## આમુખ

''સત્ય શુ વ્યક્તિને આશ્રિત હશે ?'' કરુણાથી ઉદ્‌ગલિત એક મહામાનવનાં વ્યથિત હૃદયથી આ મર્મસ્પર્શી વાણી નીકળી હતી. એ વાણીની હાંકે હૃદયને વીંધી નાખ્યું ! વિચારોમાં હલેચાઓ આવ્યા — એક પ્રકાશ મળ્યો — ખરેખર આજે આપણે સત્ય માટે, માનવ-માત્રની ચિરંતન માંગની પૂર્તિ માટે વ્યક્તિનો સહારો શોધીએ છીએ. વાસ્તવિકતાથી અભિન્ન થવા માટે માનવને કોઈ પણ બાહ્ય આશ્રયની અપેક્ષા નથી, કેમકે એ સત્‌ કેવું જે અસત્‌ને આશ્રિત હોય !

જીવન-પ્રાપ્તિમાં સ્વાધીનતાનો આ અમર સંદેશ સાંભળીને આપણે આપણાં જીવન દ્વારા આ સંદેશનાં મહત્ત્વને આદર નથી આપતાં, પરંતુ ક્ષણ-ક્ષણ છીજવાવાળી જે વાણીનાં માધ્યમથી આ સત્ય ઉદ્ભાસિત થયું છે એ વાણીને સુરક્ષિત રાખવાનો વિફળ પ્રયોગ કરતા રહીએ છીએ. આ કેવો પ્રમાદ છે ? કેવી વિટંબણા છે ? ક્રાંત-દૃષ્ટનું હૃદય આપણી આ દશાથી મર્માહત થાય છે.

૧૯૪૬-૪૭ ની વચ્ચે ભારતવર્ષમાં ધર્મ અને રાજનીતિનાં નામ પર જે ક્રૂર નૃશંસ કુકૃત્યો થયા, તેનાથી પણ એક વાર ઉક્ત મહામાનવનું હૃદય-મંથન થયું હતું. વ્યક્તિગત વિકારોની શિકાર એક-એક વ્યક્તિની પાછળ ચાલવાવાળી જાતિઓએ પરસ્પરનાં સંઘર્ષમાં પોતાને બરબાદ કરી લીધા હતા. એ દૃશ્યે જે વ્યથા દીધી તેનાથી એક નવીન જાગરણ આવ્યું. યુગે સાંભળ્યું— ''હે વિકાસ-પથના ગામિઓ, નિજ-વિવેકનો આદર કરો.''

આપણી જે વર્તમાન દશા છે તેનાથી આપણે સંતુષ્ટ નથી. જીવન ઘેરાયેલું છે વિવશતા, નીરસતા અને મૃત્યુનાં ભયથી— અંદરની માંગ છે સ્વાધીનતા, સરસતા અને અમરત્વની. આ જ દ્વંદ્વયુક્ત દશાએ વ્યક્તિગત, સમાજગત, રાષ્ટ્રીય તેમજ આંતરરાષ્ટ્રીય દરેક સમસ્યાઓને જન્મ આપ્યો છે.

સામાજિક જીવનને સુરક્ષિત તેમજ સમૃદ્ધ બનાવવા માટે નવી-નવી શાસન-પ્રણાલીઓ બનતી જાય છે, પરંતુ વ્યક્તિનો પ્રણાલીઓમાં જે આગ્રહ છે તે પ્રજાને સંહાર તરફ ધકેલી રહ્યો છે. સંઘર્ષનું મૂળ છે— ભેદ-બુદ્ધિ. આ મૌલિક ભૂલ પર દૃષ્ટિ ન રાખીને સંઘર્ષને મટાડવા માટે મોટા-મોટા આયોજનો થઈ રહ્યા છે, પરંતુ પ્રતિ પળે માનવ-જાતિ સંહારની નિકટ પહોંચી રહી છે. વ્યક્તિગત સમસ્યાઓને સુલજાવવા માટે માનવ-હિતકારી ભાવોથી ભાવિત મહાપુરુષોનાં પુરુષાર્થથી વિચારકો અને સત્યનાં જિજ્ઞાસુઓનું, પ્રશ્નકર્તાઓ અને ઉત્તરદાતાઓનું મિલન થતું રહે છે. છતાં પણ જીવનની સમસ્યા હલ નથી થતી. વાસ્તવિકતા કલ્પના બની રહે છે. સાધકો તેમાં ગુંચવાયેલા રહે છે. સત્યની ચર્ચા દિન-રાત થાય છે, પરંતુ પ્રગતિનો પંથ અવરુદ્ધ લાગે છે.

દુનિયાનો મોટામાં મોટો મહાપુરુષ સત્યનાં સંબંધમાં પોતાનાં વિચારો પ્રગટ કરે છે, તો તેમાં તેનો પોતાનો દૃષ્ટિકોણ હોય છે. જેમ— કોઈએ સત્યને નિર્વિશેષ તત્ત્વ કહ્યું અને કોઈએ એ જ સત્યને અનંત ઐશ્વર્ય, માધુર્ય, સૌંદર્યથી પૂર્ણ, અનંત વિભૂતિઓથી વિભૂષિત સવિશેષ કહ્યું. જેણે નિર્વિશેષ તત્ત્વ કરીને જાણ્યું તેનાં માટે તે સત્ય છે. પણ 'આ જ સત્ય છે' એવો આગ્રહ થઈ જાય તો આગ્રહી સત્યથી દૂર થઈ જાય છે. એ જ પ્રમાણે જેને સત્યનું દર્શન સવિશેષ રૂપમાં થયું છે તેનાં માટે તે સત્ય છે. પણ તે દરેક માટે સાધ્ય-રૂપ સત્ય નથી થઈ શકતું. છતાં પણ સવિશેષ રૂપમાં કોઈનો આગ્રહ થઈ જાય, તો એ પણ ભૂલ જ છે. અનંતને સાંત કહી દેવા સમાન છે. સત્ય તો સવિશેષ પણ છે. આજ સુધી તેનાં સંબંધમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે, તેટલું તો છે જ, તેનાથી વિલક્ષણ પણ છે. સત્યની શોધ કરવાવાળાઓ માટે કોઈ પણ પ્રતિપાદિત સિદ્ધાંતનો આગ્રહ પ્રગતિનો બાધક છે. સ્વયં સત્યની શોધ કરવાથી પોતાનાં દર્શનનું દર્શન થાય છે.



એ જ દર્શન વાસ્તવિકતા સાથે અભિન્ન કરાવી દે છે. એટલા માટે સત્યને વ્યક્તિ-વિશેષ પર આશ્રિત કરવું ભૂલ છે.

વ્યક્તિનાં સાધન-રૂપ સત્યને સાધન-રૂપ ન માનીને સાધ્ય-રૂપ માની લેવું તેનાથી મોટી ભૂલ છે અને કોઈ વ્યક્તિ વિશેષ દ્વારા પ્રતિપાદિત સાધન-રૂપ સત્યને સાર્વભૌમ સત્ય માનીને તેનો આગ્રહ કરવો સત્યની શોધનાં રૂપમાં ઘોર અસત્યનું પ્રતિપાદન છે. સાધકોને ભ્રમનાં આ દળ-દળથી ઉગારવા માટે **''સત્સંગ અને સાધન''** પુસ્તકની રચના થઈ છે.

વ્યક્તિ દ્વારા પ્રતિપાદિત સત્ય સાર્વભૌમિક નથી હોતું. આથી દરેક માટે અનુકરણીય નથી હોઈ શકતું. વ્યક્તિનો સહારો લઈને કોઈ સત્યનું દર્શન નથી પામી શકતું. દરેક બાહ્ય સહારાઓ છોડીને સત્યની શોધ કરવાથી એક જ સત્ય વિભિન્ન સાધકોમાં વિભિન્ન રૂપોમાં સ્વયં પ્રકાશિત થાય છે. આથી પ્રત્યેક વ્યક્તિ સ્વતંત્ર રૂપે સત્ય સાથે અભિન્ન થઈ શકે છે. આ જ વિષયનું વૈજ્ઞાનિક વિવેચન **''સત્સંગ અને સાધન''** માં કરવામાં આવ્યું છે, જે વર્તમાન યુગની માંગ છે.

પરંપરાગત રૂઢિઓ પર આસ્થા હવે નથી રહી. આજે સત્યની શોધ, જીવનની માંગની પૂર્તિ સર્વ કાળમાં, દરેક દશામાં, દરેક માટે સુલભ સિદ્ધ કરવા માટે એવી સાધન-પ્રણાલીની આવશ્યકતા છે, જેનો પ્રયોગ સાધક સ્વતંત્ર રૂપે પોતાનાં જીવનમાં કરી શકે. પ્રસ્તુત પુસ્તિકા એક આવો જ દૃષ્ટિકોણ આપની સન્મુખ ઉપસ્થિત કરે છે, જેને પ્રાપ્ત કરીને આપ એ કહી શકશો કે વસ્તુતઃ વાસ્તવિક જીવન સાથે અભિન્ન થવામાં પ્રત્યેક વ્યક્તિ સ્વાધીન છે. ઉપદેશની પ્રથા આજે અસફળ સિદ્ધ થઈ રહી છે. તેનાં દ્વારા ન ઉપદેશકનાં જીવનની સમસ્યા હલ થાય છે અને ન શ્રોતાઓની. આ પ્રણાલીને બદલવા માટે ક્રાંતિની આવશ્યકતા છે. એવી દશામાં સત્સંગ અને સાધનનું વિભાજન માર્ગ-પ્રદર્શન કરે છે.

**''સત્સંગ અને સાધન''** માં એ દેખાડવામાં આવ્યું છે કે જીવનનાં મૌલિક વિકાસમાં એક શુદ્ધ વૈજ્ઞાનિક ક્રમ છે. તેની અવહેલના કરવાથી અભિપ્રેત ફળ નથી થતું. જેવી રીતે પ્રકૃત બીજ અને વાતાવરણનો પ્રભાવ(Nature &

Nurture), જે શારીરિક, માનસિક અને સામાજિક વિકાસમાં હેતુ છે, એક વિધાન અનુસાર કાર્ય કરે છે. એ જ પ્રમાણે આંતરિક વિકાસમાં પણ એક ક્રમ છે. વંશ-પરંપરાથી પ્રાપ્ત ગુણો અને ભૌતિક, સામાજિક વાતાવરણની ક્રિયા-પ્રતિક્રિયાનાં ફળસ્વરૂપે વ્યક્તિનાં જ્ઞાનાત્મક, ભાવાત્મક અને ક્રિયાત્મક ગુણોનો વિકાસ થાય છે. આ ક્ષેત્રમાં જેમ સામાન્ય વિધાનથી કામ થાય છે, એ જ પ્રમાણે આંતરિક જીવન એક વૈજ્ઞાનિક વિધાનનાં ક્રમથી વિકસિત થાય છે. એ વૈજ્ઞાનિક ક્રમ પર વિચાર કરતા પહેલાં તેની દાર્શનિક પૃષ્ઠભૂમિનું પ્રતિપાદન આવશ્યક છે.

આજે વ્યક્તિની સમસ્યા શું છે ? શારીરિક અને માનસિક યોગ્યતાઓનો કેટલોય વિકાસ કેમ ન થઈ જાય, તે રહે છે સીમિત જ. વ્યક્તિમાં સંકલ્પો ઉઠે છે. તેની પૂર્તિ-અપૂર્તિનું સુખ-દુઃખ સહેવું જ પડે છે. પણ સુખ-દુઃખનાં પ્રલોભન તેમજ ભયથી યુક્ત સીમિત જીવન કોઈ પણ વ્યક્તિને અભીષ્ટ નથી. જીવનમાં માંગ છે જીવનની, સામર્થ્ય અને નિત્ય-નવા રસની. સુખ-દુઃખથી અતીત પણ કોઈ જીવન છે, તેની ખબર હોય કે ન હોય, પણ ભીતરમાં તેની માંગ માનવ માત્રમાં છે. અમરત્વ, સ્વાધીનતા અને સરસતાની વાત મસ્તિષ્કનાં ચેતન સ્તર પર હોય અથવા ન હોય, પરંતુ દૈનિક જીવનની વ્યાવહારિક ચેષ્ટાઓ આપણી મૌલિક માંગ તરફ સંકેત કરે છે. પ્રકૃતિમાં કોઈ સુંદર દૃશ્ય દેખાયું, જીવનમાં કોઈ અસાધારણ ઘટના ઘટી, હૃદયમાં કોઈ તીવ્ર ભાવ ઉઠ્યો, આપણે તેને મૂર્તિ-કલા, ચિત્ર-કલા અને કાવ્ય-કલા-કૃતિઓ દ્વારા સ્થાયિત્વ દેવાનો પ્રયાસ કરીએ છીએ. મકાન બને તો એટલું દૃઢ કે ઢળી ન જાય, અન્ન-વસ્ત્ર વગેરે આવશ્યક વસ્તુઓનો સંગ્રહ થાય તો એટલો કે ઘટી ન જાય, શારીરિક સ્વાસ્થ્ય હોય તો એવું કે ક્યારેય રોગ ન આવે, સામર્થ્ય હોય તો એટલું કે જે ઇચ્છીએ તે કરી નાખીએ અને પ્યાર મળે તો એવો કે ક્યારેય ઘટે નહિ, અને પ્રિય મળે તો એવો કે જેનાથી ક્યારેય વિયોગ ન થાય. આ દરેક ચેષ્ટાઓ સહજભાવથી પ્રત્યેક મનુષ્યમાં હોય છે. આનાથી એ સ્પષ્ટ છે કે અમર જીવન, પરમ સ્વાધીનતા અને અનંત રસની પ્રાપ્તિથી પહેલાં માનવ સંતુષ્ટ નથી થઈ શકતો.



અસંતોષથી પીડિત થઈને વ્યક્તિ જીવનની શોધ કરે છે. ત્યારે તેનું નામ પડે છે 'સાધક'. સાધકનાં જીવનની વ્યાખ્યા કરવાથી તેમાં ત્રણ વાતો મળે છે— (૧)જગતની કામના, (૨)સત્યની જિજ્ઞાસા, (૩)પ્રિયતાની લાલસા કામના મટે છે, જિજ્ઞાસા પૂરી થાય છે, પ્રિયતા અભિવ્યક્ત થાય છે. વ્યક્તિનો અહં ઓગળીને યોગ, બોધ અને પ્રેમ સાથે અભિન્ન થઈ જાય છે.

વિકાસની આ સીમા સુધી પહોંચ્યા પહેલાં સાધકનાં જીવનમાંથી અભાવનો અભાવ નથી થતો. અભાવનો ભાવ મટાડીને પરમ સ્વાધીનતા તથા નિત્ય-નવીન રસથી પરિપૂર્ણ નિત્ય જીવન સાથે અભિન્ન થવા માટે સાધનની આવશ્યકતા છે.

કામના, જિજ્ઞાસા અને પ્રિય-લાલસાથી યુક્ત સીમિત અહં-ભાવવાળા સાધકનું જીવન બદલાઈને અમરત્વ, સ્વાધીનતા અને નિત્ય-નવીન-રસ-યુક્ત થઈ જાય, આનો ક્રમ વૈજ્ઞાનિક(Scientific Process) છે. આ વૈજ્ઞાનિક ક્રમને ન જાણવાને કારણે સાધકના અધિકાંશ સમય અને શક્તિનો અપવ્યય થાય છે. આ જ વૈજ્ઞાનિક ક્રમનાં આધારે સાધકોની સમસ્યાને હલ કરવા માટે **''સત્સંગ અને સાધન''** પુસ્તક લખવામાં આવ્યું છે.

સાધકનાં જીવનનો ક્રમ છે—

(૧) પોતાની વર્તમાન વસ્તુસ્થિતિ પર વિચાર કરવો.
(૨) પોતાની માંગનો પત્તો લગાવવો.
(૩) વિવેકનાં પ્રકાશમાં પોતાનાં દોષોને જોવા.
(૪) દરેક દોષોનાં મૂળમાં અસત્‌નાં સંગને જાણવો.
(૫) જાણેલાં અસત્‌નાં સંગનો દૃઢ નિશ્ચયપૂર્વક ત્યાગ.
(૬) અસત્‌નાં સંગનાં ત્યાગથી તદ્‌જનિત અસાધનનો સ્વતઃ નાશ.
(૭) અસાધનનાં નાશથી સાધનની અભિવ્યક્તિ.
(૮) સાધકની સાધન-તત્ત્વ સાથે અભિન્નતા.
(૯) જીવનની પૂર્ણતા.

આ પ્રમાણે સાધનનાં આરંભથી લઈને જીવનની પૂર્ણતા સુધી નવ વાતો

મને માલૂમ પડે છે. આ ક્રમથી ચાલવાથી સફળતા અવશ્યંભાવી છે.

પરંતુ સાધકોથી એ ભૂલ થાય છે કે આ ક્રમને જાણ્યા વિના જ વિધ્યાત્મક સાધન આરંભ કરી દે છે. પોતાની વર્તમાન વસ્તુસ્થિતિ પર વિચાર નથી કરતા, પોતાની માંગનું સ્પષ્ટ જ્ઞાન તેને નથી થતું, પોતાનાં જીવનમાંથી અસત્‌નો ત્યાગ નથી કરતાં અને અસાધનનાં રહેતાં વિધ્યાત્મક સાધન અપનાવીને બેસી જાય છે.

વૈજ્ઞાનિક ક્રમ અનુસાર ઉપર્યુક્ત પાંચમા સોપાન પર આવીને સાધકનું દાયિત્વ સમાપ્ત છે. જાણેલાં અસત્‌નાં સંગનો ત્યાગ જ અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. પરંતુ આપણે એમ નથી કરતાં. જે કરવાથી થશે તેને કરતાં નથી અને જે સ્વતઃ થવાવાળું છે, તેમાં શ્રમ લગાડીએ છે. આ વિપરીત ક્રમથી ચાલવાને કારણે આજે સંસારમાં સાધકોની મોટી દુર્દશા છે. આ વ્યથાથી વ્યથિત થઈને આ પુસ્તકમાં સત્સંગ અને સાધનનું વિભાજન કરીને એ દેખાડવામાં આવ્યું છે કે સત્સંગ કરવામાં આવે છે અને સાધન થાય છે.

પોતાની વર્તમાન વસ્તુસ્થિતિ પર વિચાર કરવાથી પોતાની દશાનો પરિચય મળે છે, પોતાની માંગનો પત્તો લાગે છે. પોતાનાં જ વિવેક દ્વારા નિરિક્ષણ કરવાથી પોતાનાંમાં અસાધનોનાં દર્શન થાય છે. જેમકે— જીવનમાં દીનતા અને અભિમાન દેખાઈ આવે છે. વસ્તુઓનાં લોભ અને વ્યક્તિઓનાં મોહથી પીડા થાય છે. પોતાનાં દુઃખનું કારણ બીજાઓ પ્રતીત થાય છે. પોતાનાં પ્રત્યે ભલાઈની માંગ હોવા છતાં પણ આપણે બીજાઓ પ્રત્યે બુરાઈ કરી બેસીએ છીએ. કોઈને પોતાનાં, કોઈને પરાયા, કોઈને મિત્ર અને કોઈને શત્રુ માનીને આપણે રાગ-દ્વેષની અગ્નિમાં બળીએ છીએ. સંકલ્પોની પૂર્તિ-જનિત સુખની લોલુપતામાં પડીને આપણે અકરણીય કર્મ કરીએ છીએ તથા રોગ, શોક, કામ, ક્રોધ વગેરે વિકારોથી યુક્ત થઈએ છીએ. આ જીવનનાં કેટલાંક અસાધનો છે, જેને સાધક સ્વયં જાણે છે. અનેક પ્રકારનાં અસાધનો, જે જીવનમાં દેખાય છે અને જેને કારણે ક્ષણિક સુખ તેમજ દીર્ઘકાળ માટે આપણને દુઃખ મળે છે, તેનાં પર વિચાર કરવાથી ખ્યાલ આવે છે કે સમસ્ત અસાધનોનું મૂળ અસત્‌નો સંગ છે.



અસત્‌નાં સંગને મુખ્ય ત્રણ ભાગોમાં વહેંચી શકાય છે—

(૧) વિવેક-વિરોધી કર્મ

(૨) વિવેક-વિરોધી વિશ્વાસ

(૩) વિવેક-વિરોધી સંબંધ

વિવેક-વિરોધી સંબંધનો અર્થ છે એવો સંબંધ જે સુરક્ષિત નથી રહી શકતો. વસ્તુ, વ્યક્તિ, અવસ્થા તેમજ પરિસ્થિતિ સાથે સંબંધ વિવેક-વિરોધી સંબંધ છે, કેમકે એ અનિત્ય છે, ઉત્પત્તિ-વિનાશયુક્ત છે, પરિવર્તનશીલ તેમજ પર-પ્રકાશ્ય છે. પ્રતિદિનનો અનુભવ આપણને એ બતાવે છે કે આની સાથે આપણો નિત્ય સંબંધ સંભવ નથી, કેમકે કોઈ પણ ક્ષણે આનો વિયોગ થઈ જાય છે, પોતાનો કોઈ વશ નથી ચાલતો. આપણે ચાહીએ છીએ કે શરીર સુરક્ષિત બન્યું રહે, પણ જોઈએ છીએ કે એનો નાશ થાય છે. આપણે ચાહીએ છીએ કે સામર્થ્ય, યોગ્યતા, સુખ અને સંપત્તિ અક્ષય રહે, પણ એનો ક્ષય થાય જ છે. આપણે ચાહીએ છીએ કે અનુકૂળ પરિસ્થિતિઓ બની રહે, પણ તે બદલાય જ છે. અનુકૂળતા ચાલી જાય છે અને આપણે વ્યથિત થઈને કહી ઉઠીએ છીએ— હાય, જે ચાહીએ છીએ તે થતું નથી, જે થાય છે તે ગમતું નથી અને જે ગમે છે તે રહેતું નથી. છતાં પણ આપણે વસ્તુ, વ્યક્તિ, અવસ્થા તેમજ પરિસ્થિતિઓ સાથે સંબંધ બનાવી રાખીએ છીએ, આ વિવેક-વિરોધી સંબંધ છે. આ અસત્‌નો સંગ છે, જેને સાધક સ્વયં જાણે છે.

વિવેક-વિરોધી વિશ્વાસનો અર્થ છે વસ્તુ, વ્યક્તિ, અવસ્થા તેમજ પરિસ્થિતિમાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી, અર્થાત્ પ્રતીતિમાં સત્યતા તેમજ સુંદરતાનો ભાસ. પ્રતીતિ પર વિશ્વાસ કરીને આપણે વારંવાર દગો ખાવો પડે છે. પ્રિયજનોનો વિયોગ થઈ જાય છે. તેનો સહારો તૂટે છે તો ધન-સંપત્તિનો આશ્રય લઈએ છીએ. પ્રત્યેક સાધકનો આ પોતાનો અનુભવ છે કે કોઈ પણ વસ્તુ, વ્યક્તિ, અવસ્થા તેમજ પરિસ્થિતિ નિત્ય નથી. એમનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. એનાં પર વિશ્વાસ કરવાવાળાને દગો મળે જ છે. એમનાં વિયોગનું દુઃખ સહેવું જ પડે છે અર્થાત્ એનો વિશ્વાસ વિવેક-વિરોધી વિશ્વાસ છે. એવો વિશ્વાસ જીવનમાં

રાખીને આજ સુધી કોઈ ચેનથી નથી રહી શક્યું. એનો સંયોગ થઈ જાય તો જડતા આવે, વિયોગ થઈ જાય તો મોહ સતાવે. આ વિવેક-વિરોધી વિશ્વાસ અસત્નો સંગ છે.

વિવેક-વિરોધી સંબંધ અને વિવેક-વિરોધી વિશ્વાસ રહેતાં વિવેક વિરોધી કર્મ પણ થાય છે. વિવેક-વિરોધી કર્મનો અર્થ છે તે કર્મ જેમાં પોતાનાં વિવેકનું સમર્થન ન હોય. જેમ કે— આપણે બધા લોકો જીવવા ચાહીએ છીએ, પોતાની હિંસા આપણને પ્રિય નથી. છતાં પણ આપણે બીજા પ્રાણીઓની હિંસામાં પ્રવૃત્ત થઈએ છીએ, તો આ કર્મમાં પોતાનાં વિવેકનું સમર્થન નથી. પોતાનાં પ્રત્યે બીજાઓ દ્વારા ભલાઈની આશા રાખતાં છતાં પણ આપણે બીજાઓની બુરાઈમાં પ્રવૃત્ત થઈએ છીએ. પોતાનાં અધિકારની રક્ષા આપણે ચાહીએ છીએ, પણ બીજાઓનાં અધિકારની રક્ષા નથી કરતા. વિવેક-વિરોધી કર્મનાં આ કેટલાંક ઉદાહરણો છે. આ પણ સાધકનું પોતાનું જાણેલું અસત્ છે, જેનાં સંગથી અનેક અસાધનો ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે સ્વયં પોતાની વર્તમાન વસ્તુસ્થિતિનું અધ્યયન કરી લીધા પછી સાધક જાણી શકે છે કે તેનાં જીવનમાં અસત્નો સંગ છે, જે દરેક અસાધનોનું મૂળ છે.

અસત્નાં સંગને જાણી લીધા પછી સાધક પર એ દાયિત્વ આવે છે કે તે જે અસત્ને જાણી શકે તેનો એ જ સમયે પૂરી દઢતા સાથે ત્યાગ કરી દે. આ સાધનયુક્ત જીવનનો આરંભ છે. આ સાધકનો પરમ પુરુષાર્થ છે અને છે એ પ્રયાસનું અંતિમ ચરણ. આના પછી કોઈ શ્રમ શેષ નથી રહેતો. સાધકનું દાયિત્વ પૂરું થઈ જાય છે. જન્મ-જન્માંતરથી પ્રતીતિની પાછળ દોડી-દોડીને થાકેલો સાધક વિશ્રામ પામે છે.

અસત્નાં સંગનો ત્યાગ કરતાં જ અસાધનોની જડ કપાઈ જાય છે. જીવનનાં દરેક અસાધનો એક સાથે નિર્જીવ થઈ જાય છે. ત્યારે અસાધન-રહિત જીવનમાં વિધ્યાત્મક સાધનની અભિવ્યક્તિ થાય છે, જે સાધકને સાધન-તત્ત્વ સાથે અભિન્ન કરાવી દે છે. સાધન-તત્ત્વ સાથે અભિન્નતા સાધનની પૂર્ણતા છે.



અહીં આવીને કામના, જિજ્ઞાસા અને પ્રિયતાની લાલસાથી યુક્ત સાધકનું જીવન વિશ્રામ, સ્વાધીનતા અને પ્રેમથી પરિપૂર્ણ થઈ કૃતકૃત્ય થઈ જાય છે.

પરંતુ એક વાત છે— અસત્ના સંગનો ત્યાગ છે મોટો કડવો ઘૂંટડો. અહમ્નાં નાશની તૈયારી છે. ફાંસીની સજા છે. આનો પ્રશ્ન સામે આવતાં જ અહમ્માંથી અવાજ ઉઠે છે—''રૂપ, ગુણ, જ્ઞાન, વિજ્ઞાન તેમજ લલિતકળાઓથી સુસજ્જિત વ્યક્તિત્વને લઈને જગતમાં વિચરવાનો જે રસ છે, શું તેને છોડી દઉં ? નહિ, નહિ, આ નહિ થઈ શકે. જ્યારે આ બધું છીનવાઈ જાશે ત્યારે જોયું જશે. અત્યારે પણ પ્રતિપળ છીનવાઈ રહ્યું છે, છતાં પણ રસનું અંતિમ બૂંદ જ્યાં સુધી અવશેષ રહેશે, ત્યાં સુધી આને નહિ છોડું.'' પરંતુ ત્યાં કાળ-ચક્ર શિર પર નાચી રહ્યું છે, એ બાજુથી પણ આંખ બંધ નથી કરી શકતા. ત્યારે શું કરવું ? ત્યારે તીર્થ-યાત્રા, ગ્રંથ-પાઠ, ભજન, કીર્તન, જપ, ધ્યાન વગેરેનાં રૂપમાં સાધન આરંભ કરી દે છે. ''ભોગનો નહિ તો સંયમનો પણ, ગૃહસ્થીનો નહિ તો ફકીરીનો પણ, રાગનો નહિ તો વૈરાગ્યનો પણ, રસ નહિ છોડું, વ્યક્તિત્વનો મોહ નહિ તોડું.'' સાધકની સૌથી મોટી ભૂલ આ જ છે. અસાધનને રાખીને સાધનની વાત વિચારવી, સાધનનાં રૂપમાં અસાધન છે. પરંતુ કરવામાં શું આવે ? આજની વસ્તુસ્થિતિ આ જ છે. એટલા માટે એ સંભળાય છે કે સાધનમાં મન નથી લાગતું. સાધન સમજમાં આવે છે, પણ જીવનમાં ઉતરતું નથી. સાધન કરવા ચાહીએ છીએ, પણ થતું નથી.

કેટલાક સાધકો અસાધનનાં રહેતાં છતાં બળપૂર્વક સાધન કરવાનો પ્રયાસ કરે છે. તેઓ નથી જાણતાં કે જાણેલા અસત્નો ત્યાગ કર્યા વિના અસાધનનો નાશ નહિ થાય અને અસાધનનાં રહેતાં સાધનની અભિવ્યક્તિ નહિ થાય. આ કારણે તેનાં જીવનમાં સાધનનું નિર્માણ નથી થતું. કેટલાક સાધકો એ જાણે છે કે અસાધનની સાથે સાધન નહિ થાય. પરંતુ અસાધનનું મૂળ અસત્નાં સંગનું રહસ્ય તેઓ નથી જાણતાં. એટલા માટે અસત્નો સંગ રહેવા છતાં અસાધન મટાડવાનો પ્રયાસ કરે છે, બહુ શ્રમ લાગે છે. એક અસાધન છૂટે છે, બીજું ઉત્પન્ન થાય છે, કેમકે અસાધનનું મૂળ ઉપસ્થિત છે. એટલા માટે તેઓ

સફળ નથી થતા અને કેટલાક સાધકો અસત્‌ને જાણીને પણ તજ્જનિત સુખનો ત્યાગ નથી કરતા, અથવા કરી નથી શકતા, એટલા માટે અસફળ થાય છે. સાધકની ઊંચામાં ઊંચી દશા સુધી વ્યક્તિત્વનાં મોહરૂપી અસત્‌નો સંગ રહે છે, જે જીવનને પૂર્ણ નથી થવા દેતો. આથી જ અસત્‌નાં સંગનો ત્યાગ કર્યા વિના સાધન અને સિદ્ધિ ક્યારેય પણ સંભવ નથી, આ નિર્વિવાદ સિદ્ધ છે.

સાધકને જો સાધનમાં સ્વાભાવિકતા લાવીને પોતાનાં લક્ષ્ય સાથે અભિન્ન થવું છે તો તેણે અસત્‌નાં સંગનો ત્યાગ કરવાનો જ છે. વિષનો આ પ્યાલો પીઈને જીવનમાં જ મરણને વરણ કરવાનું છે. જે આ કરવા તૈયાર ન હોય, તેને વર્તમાનમાં વિશ્રામ, સ્વાધીનતા અને પ્રેમ પામવાની આશા નહિ રાખવી જોઈએ.

અસત્‌નો સંગ પણ નહિ છોડીએ અને સાધન પણ કરીશું— આનાથી બે મોટી હાનિઓ છે. એક તો પોતાનો વિકાસ રોકાયેલો રહે છે, હીન પરિજ્ઞાન સતાવે છે. બીજા, નવાગન્તુક સાધક ભ્રમિત થાય છે. નિષ્ઠા છે પ્રભુ-પ્રેમની, પણ જીવનમાં નીરસતા છે, નિષ્ઠા છે તત્ત્વ-સાક્ષાત્કારની, પણ જીવનમાંથી પરિચ્છિન્નતાનો નાશ નથી થયો, સ્વાધીનતા અભિવ્યક્ત નથી થઈ, નિષ્ઠા છે વિશ્વપ્રેમની, પણ જીવનમાં કર્તવ્ય-પરાયણતા નથી. આ પ્રમાણે અધૂરા નિષ્ઠાવાન જીવનથી પોતાને સંતોષ નથી થતો અને નવાગન્તુક સાધન-પથથી ભટકી જાય છે. બેવડી ક્ષતિ થાય છે. વ્યક્તિગત અને સામાજિક જીવનને આ પ્રમાણે ક્ષતિ પહોંચાડવી સર્વથા અનુચિત છે. આજે માનવ-સમાજમાં ઈશ્વરવાદ અને અધ્યાત્મવાદ પ્રત્યે જે ઘોર વિરોધી પ્રતિક્રિયા થઈ રહી છે, આ સાધન-પ્રણાલીઓ પરથી આધુનિક યુગની આસ્થા મટતી જઈ રહી છે, એમાં અધૂરા નિષ્ઠાવાન જીવનનો બહુ મોટો પ્રભાવ છે. પરંતુ સાધન-યુક્ત થયા વિના જીવનમાં જીવનની અભિવ્યક્તિ પણ અસંભવ છે. આથી આ જટિલ સમસ્યાને ઉકેલવા માટે ભટકતી પેઢીને રાહ પર લાવવા માટે અસત્‌નાં સંગનો ત્યાગ અનિવાર્ય છે. આ જ રહસ્યને બતાવવા માટે **''સત્સંગ અને સાધન''** નું પ્રકાશન થયું છે.



વસ્તુતઃ જે સાધક આ રહસ્યને જાણ્યા વિના દળ-દળમાં ફસાયેલા છે, તેને આ દળ-દળમાંથી કાઢવા માટે ''સત્સંગ અને સાધન'' થી મોટી સહાયતા મળશે, કેમકે અસત્‌નાં સંગનો ત્યાગ કર્યા પછી બીજું કાંઈ પણ કરવાનું શેષ નથી રહેતું. તેનાં પછીનાં દરેક ક્રમ સ્વતઃ થવા લાગે છે. સાધનનો બોજો વેઠવો નથી પડતો. કોઈ પણ સાધન કેમ ન હોય, જેની સાધકને આવશ્યકતા હોય છે, તેની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. આથી જે કરવાનું છે તેને કરી ચૂક્યા પછી, જે થવાનું છે તે સ્વતઃ થાય છે. જેવી રીતે— ખેતરમાં બીજ નાખી દીધા પછી છોડ સ્વતઃ ઉગે છે અને તેમાં ફૂલ-ફળ લાગે છે, એ જ પ્રમાણે અસાધન-રહિત જીવનમાં સાધનની અભિવ્યક્તિ થાય છે. સ્વતઃ અભિવ્યક્ત સાધનમાં સ્વાભાવિકતા અને સજીવતા આવે છે. તેનાથી સાધન અને જીવનની એકતા થાય છે. પછી સાધક, સાધન અને સાધન-તત્ત્વ એક થઈ જાય છે. જીવન પૂર્ણ થાય છે. આ દૃષ્ટિએ સત્સંગ અને સાધનનું વિભાજન અનિવાર્ય છે.

વિશ્વ-જીવનની સમસ્યાને હલ કરવા માટે પણ સત્સંગ અને સાધનને વિભાજિત કરી જોવા આવશ્યક છે. વ્યક્તિગત ભિન્નતા પર આધારિત સાધન ભિન્ન-ભિન્ન હોઈ શકે છે. પરંતુ અસત્‌નાં સંગને કારણે સત્‌થી દૂરતા તેમજ અસત્‌ના ત્યાગથી સત્‌નો સંગ માનવ-માત્ર માટે સમાન છે. રુચિ અને યોગ્યતા તેમજ પરિસ્થિતિને અનુકૂળ સાધન અપનાવ્યા પૂર્વે આ પરમ આવશ્યક (Compulsory Step) છે. પૈગમ્બર મોહમ્મદનો ઈશ્વર-વિશ્વાસ, મહાત્મા ઈસુની ક્ષમાશીલતા, ચૈતન્ય મહાપ્રભુનું નામ-મહા-સંકીર્તન, પ્રેમ-દિવાની મીરાનો નિર્બંધ પ્રેમ, મહાત્મા બુદ્ધનો વૈરાગ્ય, શબરીનો સરળ વિશ્વાસ વગેરે-વગેરે વ્યક્તિગત ભિન્નતાને આધારે આધારિત વિભિન્ન સાધન-પ્રણાલિઓ છે. છતાં પણ દરેકનાં મૂળમાં એક સામાન્ય તથ્ય (Common Factor) છે અસત્‌નાં સંગનો ત્યાગ.

મીરાજીએ સરળ વિશ્વાસપૂર્વક ગિરિધરલાલને પોતાનાં પતિ માની લીધા. આ એક વિશ્વાસને છોડીને બીજો કોઈ વિશ્વાસ તેમણે પોતાનાં જીવનમાં નથી રાખ્યો. બુદ્ધે દુઃખ-નિવૃત્તિને જીવન માન્યું અને આરંભમાં જ ''હે

ક્ષણભંગુર ભવ, રામ રામ'' કહી દીધું.

એકે વિશ્વાસ-પથ અપનાવ્યો, બીજાએ વિચાર-પથ, પણ બન્નેને અસત્‌નાં સંગનો ત્યાગ કરવો જ પડ્યો. પતિ-પુત્ર, રાજ-પાટ અને ધન-ધામ વગેરેનો વિશ્વાસ રાખતાં મીરાજી ન કહી શકેત કે ''માઈ મૈંને ગોવિંદ લીનો મોલ ।'' અનંત સૌંદર્ય, ઐશ્વર્ય અને માધુર્યપૂર્ણ જે છે તે મીરાજીને હાથે વેચાઈ ન શકેત. જો રાજકુમાર સિદ્ધાર્થ રાજ્યનાં સુખ-વૈભવ, યશોધરાનું રૂપ-લાવણ્ય, યુવાવસ્થાની મોહકતાને ન છોડેત, એનાથી પણ આગળ વધીને તપનો સહારો ન તોડેત તો નિર્વાણ-પદ પ્રાપ્ત ન થાત. મહાત્મા ઈસુ પ્રભુ-વિશ્વાસ પર પ્રાણ ન્યોછાવર ન કરેત તો શરીર છૂટતાં પહેલાં એ ન કહી શકેત કે—''હું અને મારો બાપ એક છીએ.''

આથી એ નિર્વિવાદ સિદ્ધ છે કે સત્યની શોધ કરવાવાળાઓનું પ્રવેશ-શુલ્ક છે અસત્‌નાં સંગ-જનિત સુખનાં પ્રલોભનનો ત્યાગ. સત્યનાં પૂજારી, પ્રભુ-પ્રેમનાં ભિખારીને અસત્ કોઈ રૂપમાં બાંધી નથી શકતું. શરીર, ઇન્દ્રિય, મન, પ્રાણ, બુદ્ધિ, કુટુંબ, સમાજ, પદ, માન અને યોગ્યતા જે કાંઈ મળેલું પ્રતીત થાય છે દરેકને પ્રથમ ચરણમાં જ જીવનની માંગનાં આહુતિ-કુંડમાં હોમ કરી દેવા પડે છે. આ અર્થમાં સાધક માત્ર સમાન છે. અસત્‌નો સંગ રાખીને આજ સુધી ન કોઈ સત્ય સાથે અભિન્ન થયું અને ન થશે, આ સાર્વભૌમ વિધાન (Universal Law) છે. આ જીવન-વિજ્ઞાન છે.

આ રીતે જીવનનાં આરંભમાં સાધક-માત્ર એક છે. આમાં દેશ, કાળ, ધર્મ, સંપ્રદાય વગેરેનો ભેદ નથી. જન્મ-તિથિને હું જીવનનો આરંભ નથી માનતી. સુખ-દુઃખ-યુક્ત સીમિત જીવન પ્રત્યે માનવમાં જે દિવસે સંદેહ પેદા થાય છે અથવા કોઈ અજાણ્યા દેશથી આવેલા પ્રેમનાં મૌન નિમંત્રણનો આભાસ મળે છે અથવા ક્ષુદ્રથી ક્ષુદ્ર પ્રાણીનું દુઃખ જે દિવસે હૃદયમાં ચુભાશે એ દિવસથી હું જીવનનો આરંભ માનું છું. આ આરંભમાં માનવ-માત્ર એક છે. સંદેહની વેદના, પ્રિયતાની લાલસા અથવા વિશ્વ-બંધુત્વનો ભાવ જે જીવનની તરફ નિર્દેશ કરે છે એ જીવનમાં પ્રવેશ પામવાની પહેલી અને અંતિમ શરત છે



અસત્‌નાં સંગનો ત્યાગ અર્થાત્ અસાધન-જનિત સુખનાં પ્રલોભનનો ત્યાગ, જે સાધક-માત્ર માટે સમાન રૂપે અનિવાર્ય છે.

આ દાયિત્વને પૂરું કરતાં જ પ્રત્યેક સાધકને અલગ-અલગ સાધન-પથ મળે છે, જેનાં પર સાધકનું જીવન નદીની ધારાની જેમ સાગર તરફ સ્વાભાવિક ગતિથી વિના શ્રમે જ પ્રવાહિત થવા લાગે છે. અસત્‌નાં સંગનો ત્યાગ કરતાં જ સાધકનાં જીવનમાં સાધનની અભિવ્યક્તિ પણ થાય છે અને વાસ્તવિકતા સાથે અભિન્ન થઈ જવાની નિશ્ચિંતતા પણ મળે છે. અસાધન-રહિત જીવનમાં રુચિ, યોગ્યતા તેમજ પરિસ્થિતિ અનુસાર પથ પણ મળે છે અને આવશ્યક પાથેય પણ મળે છે. સાધન-યુક્ત જીવનમાં પ્રવેશ મેળવવાના પ્રવેશ-શુલ્કનો મોટો મહિમા છે. એ આવશ્યક નથી કે શુલ્કમાં જે કાંઈ આપવામાં આવે, તે બહુ ઉત્તમ હોય. અસ્વસ્થ શરીર, શક્તિહીન ઇન્દ્રિયો, કુંઠિત બુદ્ધિ, દૂષિત સંસ્કાર, કાળું અદૃષ્ટ, તૂટેલું ઘર, નિષ્ઠુર પરિવાર —જેનાથી રસ લેવા માટે દોડી-દોડીને આપ થાકી ગયા, જે ક્યારેય આપની પકડમાં નથી આવ્યા, જેનાં સંબંધ અને વિશ્વાસને કારણે જીવવું ભાર-સ્વરૂપ થઈ ગયું, તેનાથી જ સંબંધ-વિચ્છેદ કરવાનો છે. ઉત્તમ-અધમનો પ્રશ્ન નથી. વસ્તુનાં રૂપમાં જે કાંઈ પ્રતીત થઈ રહ્યું છે, તેનાંથી જ સંબંધ-વિચ્છેદ કરો, સત્‌નો સંગ થઈ જશે. અસત્ ક્યારેય કોઈનો સાથ નથી આપતું, પણ તેનું પ્રલોભન માનવને જીવનથી વિમુખ કરી રાખે છે. એટલા માટે જ્ઞાનનાં પ્રકાશથી જગમગતું, પરમ સ્વાધીન અને પ્રેમ-રસથી તરબોળ જીવન જેને જોઈએ, તેણે પોતાનાં જાણેલા અસત્‌નો ત્યાગ કરવો જ પડશે. આમાં હિન્દુ, મુસલમાન, ઈસાઈ, બૌદ્ધ, જૈન અને પારસી વગેરે સમાન છે. એવું નથી કે હિન્દુને અસત્‌નો ત્યાગ કરવાથી સત્ મળતું હોય અને બૌદ્ધ કે ઈસાઈને અસત્‌નો સંગ રાખીને સત્ મળતું હોય અથવા વીસમી શતાબ્દીમાં સાધકોને અસત્‌નાં સંગનો ત્યાગ કરવો પડતો હોય અને બીજા યુગમાં એ અનિવાર્ય ન હોય. દરેક કાળમાં, દરેક દેશમાં, દરેક સાધકોને અસત્‌નાં સંગનો ત્યાગ કરીને જ સત્સંગ પ્રાપ્ત થયો છે. આ ત્રિકાલાબાધિત સત્ય છે.

આ પ્રમાણે અસત્‌નાં સંગનાં ત્યાગ દ્વારા સત્સંગ અને સાધનમાં

વિભાજન કરવાની ધારણા આવશ્યક તેમજ ઉપયોગી છે; આ ભિન્નતામાં એકતાની સ્થાપના કરવાવાળી છે. સાધનની પૃષ્ઠભૂમિમાં આપણે સૌ એક સાથે છીએ અને સાધનની પૂર્ણતામાં પણ આપણે સૌ એક છીએ. ક્યાંક અખંડ સમાધિ, ક્યાંક અગાધ પ્રેમ, ક્યાંક તીવ્ર વૈરાગ્ય અને ક્યાંક નિષ્કામ સેવા-ભાવનાં રૂપમાં જે ભિન્ન-ભિન્ન સાધન-પથ દેખાય છે, તે વિશ્વની શોભા છે. સૌની પૃષ્ઠભૂમિ અસત્‌નાં સંગનો ત્યાગ અને સૌની પરાવધિ વિશ્રામ, સ્વાધીનતા અને પ્રેમમાં છે, જે માનવ-માત્રની વચ્ચે અવિચ્છિન્ન એકતાનો સમર્થક છે.

આ રહસ્યને જાણ્યા વગર જ દાર્શનિક દૃષ્ટિકોણની ભિન્નતા અને સાધન-પ્રણાલીઓની વિવિધતાને જોઈને આપણે પરસ્પર મૌલિક ભિન્નતા માની લઈએ છીએ. સાંપ્રદાયિકતા અને મતનો આગ્રહ લઈને જીવનની પ્રાપ્તિથી દૂર થઈ જઈએ છીએ. સાધકનાં પથની આ દુર્ગમ ઘાટીને પાર કરવા માટે સત્સંગ અને સાધનને વિભાજિત કરી લેવા આવશ્યક છે.

એક સાધન દરેક સાધકો માટે અનુપયુક્ત છે, કેમકે દરેકની બનાવટ એકબીજાથી ભિન્ન છે. એક સાધક માટે દરેક સાધન અસંભવ તેમજ અનુપયોગી છે. અસંભવ એટલા માટે કે શક્તિ, યોગ્યતા અને સમય સીમિત છે, અનુપયોગી એટલા માટે કે કોઈ પણ એક સાધનની પૂર્ણતામાં જીવનની પૂર્ણતા સ્વતઃસિદ્ધ છે. એટલા માટે પ્રત્યેક સાધક માટે પોતાની રુચિ તેમજ યોગ્યતા અનુસાર કોઈ એક સાધન ઉપયુક્ત હોય છે, જે તેને વિશ્રામ, સ્વાધીનતા અને પ્રેમ સાથે અભિન્ન કરાવી દે છે. માંગ સૌની એક છે. દાયિત્વ સૌ પર એક છે. સાધન સૌનું અલગ-અલગ છે. પણ સાધનની પૂર્ણતામાં વળી સૌ એક છે.

જ્યારે ગંતવ્ય સ્થળ સૌનું એક જ છે તો પછી પથની ભિન્નતાને કારણે સંઘર્ષ શા માટે ? વિશ્વ-રચયિતાની વિવિધ રૂપ-રચનાનું સૌંદર્ય જોઈને આનંદ અને ઉલ્લાસ કેમ નહિ ? અવશ્ય હોવો જોઈએ. સત્સંગ અને સાધનનાં વિભાજન પછી દાર્શનિક દૃષ્ટિકોણ તેમજ સાધનની ભિન્નતા હોવા છતાં પણ પરસ્પર પ્રેમ સુરક્ષિત રહી શકે છે, જે સાધક માટે પોતાનાં કલ્યાણ તેમજ સુંદર સમાજનાં નિર્માણ માટે મહામંત્ર છે.



હું સાધકનાં સ્તરમાં આ પુસ્તકને જોઈ રહી છું. મારી દૃષ્ટિ અપરિચ્છિન્ન નથી. એટલા માટે મારી દૃષ્ટિ એકાંગી હોઈ શકે છે. મારું શબ્દ-ચયન સદોષ હોઈ શકે છે. હું પુસ્તકનાં મહત્ત્વને ઠીક-ઠીક નથી આંકી શકી. આથી જેટલું મેં સમજ્યું છે, તેનાથી ક્યાંય વધારે આ પુસ્તકનું મહત્ત્વ છે. ઉદાર પાઠક ખુલ્લી દૃષ્ટિ અને ઉન્મુક્ત વિચારથી પુસ્તકને વાંચે. તેમને અધિકાધિક મહત્ત્વનું દર્શન થશે.

ગીતા ભવન
ઋષિકેશ
૨૫ જૂન, ૧૯૫૯

વિનીતા—
દેવકી





# અસત્‌નો ત્યાગ : સાધનની અભિવ્યક્તિ

પોતાનાં જાણેલા અસત્‌ના સંગથી અસાધનની ઉત્પત્તિ થઈ છે. જો કે અસાધનની માંગ જીવનમાં નથી, પરંતુ સત્સંગ અને સાધનનો ભેદ સ્પષ્ટરૂપે વિદિત ન હોવાને કારણે સાધકો ઉત્પન્ન થયેલા અસાધનને બળપૂર્વક કરેલા સાધન દ્વારા મટાડવાનો પ્રયાસ કરે છે, પણ સફળ નથી થતા. આ મહત્ત્વપૂર્ણ સમસ્યાને હલ કરવા માટે સત્સંગ અને સાધનના ભેદનો બોધ અનિવાર્ય છે.

સાધક પોતાનાં જાણેલા અસત્‌થી અપરિચિત નથી. અસત્‌ને અસત્‌ જાણી લીધા પછી પણ તેનો સંગ કરવો સાધકનો પોતાનો બનાવેલો દોષ છે. પોતાનાં બનાવેલા દોષને મટાડવાનું દાયિત્વ પૂરું કરવું પરમ આવશ્યક છે. અસત્‌નો ત્યાગ અને સત્‌નો સંગ એ જ પ્રમાણે યુગપદ્‌ છે જે પ્રમાણે સૂર્યનો ઉદય અને અંધકારની નિવૃત્તિ. અસત્‌ને અસત્‌ જેનાથી જાણીએ છીએ તેનાથી અસત્‌નાં ત્યાગનો નિર્ણય કરી શકીએ છીએ. અસત્‌નાં ત્યાગનો નિર્ણય જ અસત્‌નાં ત્યાગનું સાધન છે. અસત્‌નો ત્યાગ અને સત્‌નો સંગ એક જ તત્ત્વનાં બે રૂપો છે. અંતર કેવળ એટલું છે કે અસત્‌નો ત્યાગ પુરુષાર્થ છે અને સત્‌નો સંગ સ્વતઃ સિદ્ધ છે. અસત્‌નાં ત્યાગ સિવાય સત્સંગ માટે કોઈ અન્ય પ્રયાસ અપેક્ષિત નથી. કેવળ અસત્‌નાં ત્યાગ માત્રથી જ સત્સંગ થઈ જાય છે, જેનાં થતાં જ ઉત્પન્ન થયેલા અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે.



અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિમાં સાધકનો પુરુષાર્થ અપેક્ષિત નથી. કેવળ જાણેલા અસત્‌નાં ત્યાગમાં જ સાધકનાં પ્રયાસની પૂર્ણતા છે. પરંતુ બિચારો સાધક પ્રમાદવશ સત્સંગ અને સાધનનાં ભેદને વગર જાણ્યે ઉત્પન્ન થયેલા અસાધનને ભિન્ન-ભિન્ન પ્રકારનાં સાધનો દ્વારા બળપૂર્વક મટાડવાનો પ્રયાસ કરે છે. વિધાન અનુસાર, અસત્‌નો સંગ કરતાં સતતરૂપે અસાધન ઉત્પન્ન થતાં જ રહે છે અને સાધક બળપૂર્વક સાધન કરતો જ રહે છે. બળપૂર્વક કરેલું સાધન અસાધનને દબાવી દે છે, તેને મટાડી નથી શકતું. એટલું જ નહિ, સાધક સાધન કરવાનું મિથ્યા અભિમાન બીજું કરી બેસે છે, જે બહુ જ ભયંકર અસાધન છે. આ સમસ્યાનો હલ ત્યારે જ સંભવ છે જ્યારે સાધક ઉત્પન્ન થયેલા અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિ માટે સર્વપ્રથમ પોતાની વર્તમાન વસ્તુસ્થિતિ પર નિજ-વિવેકનાં પ્રકાશમાં વિચાર કરે અને પોતાનાં જાણેલા અસત્‌નાં ત્યાગ માટે અથાગ પ્રયત્નશીલ બન્યો રહે. અસત્‌નો ત્યાગ થતાં અસાધનનો નાશ આપોઆપ થઈ જાય છે. અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિ યુગપદ્‌ છે.

કારણનો નાશ થવા છતાં પણ કાર્યની પ્રતીતિ થાય છે. જે પ્રમાણે વૃક્ષનું મૂળ કપાઈ જવા છતાં પણ તેની હરિયાળી કેટલોક સમય પ્રતીત થાય છે એ જ પ્રમાણે અસત્‌નો ત્યાગ કરવા છતાં પણ અસત્‌નાં સંગનાં પ્રભાવને કેટલોક સમય સાધક પોતાનાં શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેમાં જુએ છે અને ભયભીત થઈ જાય છે. એટલું જ નહિ, પોતાનાં કરેલા અસત્‌નાં ત્યાગમાં પણ વિકલ્પ કરી બેસે છે. અસત્‌નો ત્યાગ વર્તમાનની વસ્તુ છે, પરંતુ તેનાં પ્રભાવનાં નાશમાં સમય અપેક્ષિત છે. પોતાનાં નિર્ણયમાં વિકલ્પ કરવો પણ તો અસત્‌નો જ સંગ છે. જ્યારે સાધક સાવધાનીપૂર્વક પોતાનાં નિર્ણયમાં વિકલ્પ નથી કરતો ત્યારે આપોઆપ અસત્‌નાં સંગનો પ્રભાવ નષ્ટ થઈ જાય છે. પણ આ રહસ્ય એ જ સાધકો જાણી શકે છે જેઓ સર્વાંશમાં અસત્‌નો ત્યાગ કરવામાં સર્વદા તત્પર છે.

અસત્‌નાં સંગથી અસાધનની ઉત્પત્તિ અને સત્‌નાં સંગથી સાધનની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. મંગલમય વિધાન અનુસાર પ્રત્યેક ઉત્પત્તિનો

વિનાશ અને જેની અભિવ્યક્તિ થાય છે તેની સાથે અભિન્નતા સ્વાભાવિક છે. કોઈ પણ સાધક સર્વાંશમાં અસત્‌નો સંગ નથી કરી શકતો, પરંતુ સર્વાંશમાં સત્‌નો સંગ થઈ શકે છે. જ્યારે સર્વાંશમાં અસત્‌નો સંગ થઈ જ નથી શકતો ત્યારે સર્વાંશમાં અસાધન સંભવ નથી. આ જ કારણે પ્રત્યેક સાધકનાં જીવનમાં આંશિક અસાધન રહે છે અને સર્વાંશમાં સાધનની માંગ રહે છે. આ દૃષ્ટિએ અસાધનનો નાશ અને સાધન સાથે અભિન્નતા અનિવાર્ય છે.

સમસ્ત સાધનો વિશ્રામ, સ્વાધીનતા અને પ્રેમમાં જ વિલીન થાય છે. આથી આ ત્રણેયનું સંપાદન દરેક સાધકો માટે અનિવાર્ય છે. આંશિક સાધનથી કોઈ પણ સાધકને સંતુષ્ટિ નથી થતી, પરંતુ આંશિક અસાધન પ્રત્યેક સાધકને ક્ષુબ્ધ રાખે છે. આનાથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે સાધકની માંગ સર્વાંશમાં અસાધનનાં નાશની છે. સર્વાંશમાં અસાધનનો નાશ થતાં જ સર્વાંશમાં સાધનની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. સર્વાંશમાં અસાધનનો નાશ ત્યારે જ સંભવ થશે જ્યારે સાધક પોતાનાં જાણેલા અસત્‌નો સર્વાંશમાં ત્યાગ કરે. પોતાનાં જાણેલા અસત્‌નાં ત્યાગમાં પરાધીનતા તથા અસમર્થતા નથી. અસાધન-જનિત સુખ-લોલુપતા અને આંશિક સાધનનું અભિમાન અસત્‌નાં સંગને પોષિત કરે છે. આંશિક સાધનનું અભિમાન ઓગળી જવાથી અસાધન-જનિત સુખ-લોલુપતા આપોઆપ મટી જાય છે. આંશિક સાધનનું અભિમાન અહં-રૂપી અણુને પુષ્ટ કરે છે, જેનાંથી બિચારો સાધક અસાધન-જનિત સુખ-લોલુપતાનો ત્યાગ નથી કરી શકતો. પ્રાકૃતિક વિધાન અનુસાર અહં-રૂપી અણુમાં અસાધનનું બીજ પણ છે અને સાધનની માંગ પણ. ''પરાધીનતામાં જીવન-બુદ્ધિ'' આ જ અસાધનનું બીજ છે. ''સ્વાધીનતામાં સ્વાભાવિક પ્રિયતા'' આ જ સાધનની માંગ છે. ''પરાધીનતામાં જીવન-બુદ્ધિ'' શું સાધક્નું પોતાનું જાણેલું અસત્ નથી? અવશ્ય છે. સ્વાધીનતાની માંગ રહેતાં પરાધાનતાને સહન કરતાં રહેવું શું સાધકનો પોતાનો પ્રમાદ નથી ? સ્વાધીનતા-સંપાદનમાં કોઈ પરિસ્થિતિ અપેક્ષિત નથી. જેની પ્રાપ્તિ કોઈ પરિસ્થિતિથી સાધ્ય નથી તેની પ્રાપ્તિ માટે શું કોઈ શ્રમની અપેક્ષા છે ? કદાપિ નહિ. પરાધીનતાનું



અસહ્ય થવું જ સ્વાધીનતાની ઉત્કટ લાલસાને જાગ્રત કરવામાં સમર્થ છે. પરાધીનતા રહેતાં ન તો જડતાનો જ નાશ થાય છે અને ન અભાવનો અભાવ. આ દૃષ્ટિએ પરાધીનતાનો અંત કરવો અનિવાર્ય છે.

પરાધીનતામાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી પોતાનું જાણેલું અસત્ છે, કેમકે કોઈ પણ સાધકને પરાધીનતા પ્રિય નથી. જેમાં સ્વાભાવિક પ્રિયતા ન હોય તેમાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી અસત્‌નો સંગ છે. પ્રત્યેક સાધકનાં જીવનમાં વાસ્તવિક જીવનની માંગ છે. વાસ્તવિક જીવન એ જ છે, જેમાં અભાવ તથા અપ્રિયતાની ગંધ પણ ન હોય, પરંતુ નિત-નવ પ્રિયતા તથા અભાવનો અભાવ હોય. જેમાં અભાવનો અભાવ છે તે અવિનાશી છે. આ દૃષ્ટિએ જીવન અવિનાશી છે. અવિનાશી જીવન દરેક સાધકોને નિત્ય-પ્રાપ્ત છે, પરંતુ અસત્‌નાં સંગથી અપ્રાપ્ત જેવું પ્રતીત થાય છે. અસત્‌નાં સંગનો ત્યાગ કરતાં જ નિત્ય-પ્રાપ્તમાં અગાધ પ્રિયતા સ્વતઃ જાગ્રત થાય છે.

નિત્ય-પ્રાપ્તની પ્રાપ્તિ શ્રમ-સાધ્ય નથી, પરંતુ ચિરવિશ્રામથી જ સાધ્ય છે. શ્રમનું મૂળ અસત્‌નો સંગ છે, કારણ કે અસત્‌નાં સંગથી જ કામની ઉત્પત્તિ થાય છે. શું કામનાં રહેતાં કોઈ પણ સાધકને વિશ્રામ સંભવ છે ? કદાપિ નહિ. સર્વાંશમાં અસત્‌નો ત્યાગ કરતાં જ દરેક સાધકોની વિશ્રામ, સ્વાધીનતા તથા પ્રેમ સાથે અભિન્નતા થઈ શકે છે, જે સર્વાંશમાં સાધનની અભિવ્યક્તિ છે. આ દૃષ્ટિએ સાધક ઉપર એકમાત્ર પોતાનાં જાણેલાં અસત્‌નાં ત્યાગનું દાયિત્વ છે.





# અકર્તવ્યનો નાશ : કર્તવ્યની અભિવ્યક્તિ

અસત્‌નાં સંગથી અકર્તવ્યની ઉત્પત્તિ અને તેનાં ત્યાગથી કર્તવ્યની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. વિવેક-વિરોધી કર્મ પોતાનું જાણેલું અસત્ છે. તેનાંથી જ સાધકનાં જીવનમાં અકર્તવ્યની ઉત્પત્તિ થઈ છે. અકર્તવ્યની ઉત્પત્તિમાં જ કર્તવ્યની વિસ્મૃતિ નિહિત છે. કર્તવ્યની વિસ્મૃતિથી જ અકર્તવ્ય પોષિત થાય છે. કર્તવ્યની સ્મૃતિ જાગ્રત કરવા માટે વિવેક-વિરોધી કર્મનો ત્યાગ અનિવાર્ય છે. વિવેક-વિરોધી કર્મની સાથે-સાથે કરેલું આંશિક કર્તવ્યકર્મ સાધકને મિથ્યા અભિમાનમાં જ આબદ્ધ કરે છે. આ દૃષ્ટિએ અસત્‌નો ત્યાગ કર્યા વિના આંશિક કર્તવ્ય પણ અકર્તવ્યનાં રૂપમાં જ પરિણત થઈ જાય છે. આથી કર્તવ્યકર્મનાં આરંભ પૂર્વે વિવેક-વિરોધી કર્મનો ત્યાગ અત્યંત આવશ્યક છે. વિવેક-વિરોધી કર્મનો ત્યાગ સત્સંગ અને કર્તવ્ય-પરાયણતા સાધન છે. વિધાન અનુસાર સત્સંગ કરવાથી સત્સંગની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. આથી અકર્તવ્યનો નાશ તથા કર્તવ્યની અભિવ્યક્તિ માટે સાધકે સત્સંગ કરવો અનિવાર્ય છે.

સત્સંગ કરવાથી સાધન સ્વતઃ થાય છે. જે સ્વતઃ થાય છે એ જ જીવન છે. આ દૃષ્ટિએ સાધન સાધકનાં જીવનથી ભિન્ન નથી, પરંતુ સાધન જ જીવન છે. સાધનનું જીવનથી વિભાજન સંભવ નથી. સાધન અને જીવનમાં જે ભેદ પ્રતીત થાય છે તે એકમાત્ર અસત્‌નાં સંગનું જ પરિણામ છે. અસત્‌નાં સંગનાં ત્યાગમાં જ સાધકનાં પ્રયાસની પૂર્ણતા છે. અસત્‌નાં સંગનો ત્યાગ કર્યા પછી સાધકે કાંઈ



પણ કરવાનું શેષ નથી રહેતું. કરવાનાં અંતમાં જ ચિર-વિશ્રામ નિહિત છે. વિશ્રામ સાધન છે અને અસત્‌નો ત્યાગ સત્સંગ છે. વિશ્રામની પ્રાપ્તિ છે. તેનો ત્યાગ નથી થઈ શકતો. જેનો ત્યાગ નથી થઈ શકતો તેમાં જ જીવન છે. અકર્તવ્યે જ વિશ્રામને આચ્છાદિત કર્યો છે. અસત્‌નાં સંગથી જ અકર્તવ્યનો જન્મ થયો છે. અકર્તવ્યનો અંત કરવા માટે સાધકે અસતનો ત્યાગ કરી હંમેશા માટે વિશ્રામ સાથે અભિન્ન થવાનું છે. આ દૃષ્ટિએ પ્રત્યેક સાધકે અસત્‌નાં ત્યાગ સિવાય અન્ય કાંઈ પણ નથી કરવાનું. સત્‌નાં સંગથી સાધન સ્વતઃ થવા લાગે છે. કરવાનો અંત પ્રિય છે, કરવાનું પ્રિય નથી. કરવાની આસક્તિ રહેતાં સાધક આ રહસ્ય જાણી નથી શકતો. જો કરવાનું છે તો કેવળ અસત્‌નો ત્યાગ. જે સ્વતઃ થવા લાગે છે, તે સમષ્ટિ શક્તિઓને આધીન છે. જે કરવામાં આવે છે તે મળેલી શક્તિઓનો ઉપયોગ છે. પ્રત્યેક સાધકે પ્રાપ્ત વિવેકનાં પ્રકાશમાં પોતાનાં જાણેલાં અસત્‌નો ત્યાગ કરવાનો છે. જાણેલા અસત્‌નો ત્યાગ કરતાં જ અકર્તવ્ય, અસાધન અને આસક્તિઓનો નાશ થઈ જાય છે. અકર્તવ્યનાં નાશમાં કર્તવ્યની, અસાધનનાં નાશમાં સાધનની અને આસક્તિઓનાં નાશમાં પ્રેમની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. આથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે જાણેલા અસત્‌નો ત્યાગ જ સાધકનો પરમ પુરુષાર્થ છે.

મળેલી વસ્તુ, સામર્થ્ય તથા યોગ્યતાને પોતાની માનવી એ પોતાનું જાણેલું અસત્ છે. આ અસત્‌નાં સંગથી જ વિકારોની ઉત્પત્તિ થાય છે. વિકારયુક્ત જીવનની માંગ ન તો સાધકને જ છે અને ન જગતને. આ દૃષ્ટિએ અસત્‌નો સંગ કરવાથી જીવન ન પોતાનાં માટે ઉપયોગી છે અને ન જગત માટે. આથી જીવનની ઉપયોગિતા સિદ્ધ કરવા માટે સત્સંગ દ્વારા સાધનનું નિર્માણ પરમ આવશ્યક છે.

સાધન જ સાધકનું પોતાનું જીવન છે, કારણ કે સાધન સાથે જ સાધકની અભિન્નતા થાય છે અને સાધન જ સાધ્યનો સ્વભાવ છે. સાધ્યનાં સ્વભાવમાં જ સાધ્યની અગાધ પ્રિયતા અને સાધ્યની પ્રાપ્તિ નિહિત છે. આ દૃષ્ટિએ મળેલી વસ્તુ, સામર્થ્ય તથા યોગ્યતાનો ઉપયોગ કર્તવ્ય-પાલનમાં જ છે. કર્તવ્યનો

સંબંધ બીજાઓ પ્રત્યે અને તેનું પરિણામ પોતાનાં પ્રત્યે હોય છે. કર્મ-વિજ્ઞાનની દૃષ્ટિએ બીજાઓ પ્રત્યે જે કાંઈ કરવામાં આવે છે તે વિધાન અનુસાર પોતાનાં પ્રત્યે સ્વતઃ થઈ જાય છે. મળેલાંની મમતાનો ત્યાગ કરતાં જ નિર્વિકારતાની અભિવ્યક્તિ સ્વતઃ થઈ જાય છે, જેનાં થતાં જ મળેલાનો સદુપયોગ આપોઆપ થવા લાગે છે. મળેલાંનાં સદુપયોગમાં જ કર્તવ્યની પૂર્ણતા છે. કર્તવ્યની પૂર્ણતામાં જ ચિર-વિશ્રામ છે. આ દૃષ્ટિએ અસત્નાં ત્યાગમાં જ સાધનની અભિવ્યક્તિ છે.

શરીર વગેરે વસ્તુઓને પોતાની માનીને જે કાંઈ કરવામાં આવે છે, તેનાથી સાધનનું નિર્માણ નથી થતું, પરંતુ મિથ્યા અભિમાન જ શેષ રહે છે, જે સમસ્ત અસાધનોનું મૂળ છે. અસત્નો ત્યાગ કર્યા વિના કોઈ પણ પ્રકારે અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ સંભવ નથી.

મંગલમય વિધાન અનુસાર જે કોઈ સાધકને વસ્તુ, યોગ્યતા, સામર્થ્યનાં રૂપમાં જે કાંઈ મળ્યું છે, તે વાસ્તવમાં વ્યક્તિગત નથી. જે વ્યક્તિગત નથી તેમાં મમતા કરવી પોતાનું જાણેલું અસત્ છે. આ જાણેલાં અસત્નાં સંગથી જ અકર્તવ્યની ઉત્પત્તિ થઈ. અકર્તવ્યે વ્યક્તિ અને સમાજમાં, શરીર અને વિશ્વમાં, બે દેશો, બે વર્ગો અને બે સંબંધિઓમાં વાસ્તવિક એકતા સુરક્ષિત નથી રહેવા દીધી અને અનેક પ્રકારનાં સંઘર્ષો ઉત્પન્ન કરી દીધા. એટલું જ નહિ, બિચારા સાધકને પણ જડતા તથા અભાવમાં આબદ્ધ કરી દીધો. મળેલી વસ્તુને વ્યક્તિગત માનતાં રહેવાથી કોઈ પણ પ્રકારે અકર્તવ્યનો અંત સંભવ નથી. આ કારણે કર્તવ્યનિષ્ઠ સાધકે મળેલી વસ્તુ, સામર્થ્ય તથા યોગ્યતાની મમતાનો અંત કરવો અનિવાર્ય છે. વસ્તુ, યોગ્યતા વગેરેની મમતાનો ત્યાગ કરવાથી તેનાં સદુપયોગમાં કોઈ કઠિનતા નથી થતી, પણ તેથો સદુપયોગ સહજ તથા સ્વાભાવિક થઈ જાય છે. મમતા બનાવી રાખવાથી, જે કાંઈ મળ્યું છે તે હંમેશા રહેશે, એ પણ સંભવ નથી. સાધક જે વસ્તુ વગેરેમાં મમતા કરે છે તે હંમેશા નથી રહેતી, પણ મમતાનો પ્રભાવ લોભ, મોહ વગેરે વિકારોનાં રૂપમાં જ તેને હાથ આવે છે, જેનાંથી બિચારો સાધક અનેક પ્રકારનાં દોષોમાં આબદ્ધ થઈ જાય છે.



જીવનમાં માંગ નિર્દોષતાની છે, પરંતુ મમતાએ તેની અભિવ્યક્તિ ન થવા દીધી. આથી પ્રત્યેક સાધકને કર્તવ્યનિષ્ઠ થવા માટે જાણેલાં અસત્નો ત્યાગ અનિવાર્ય છે.

પ્રાપ્ત વસ્તુ, સામર્થ્ય, યોગ્યતા વગેરેની મમતાથી ઉત્પન્ન થયેલી વસ્તુઓમાં જીવન-બુદ્ધિ થઈ જાય છે, જેનાં થતાં જ સાધકમાં અપ્રાપ્ત વસ્તુઓની કામના ઉત્પન્ન થાય છે, જે તેને શાંત નથી રહેવા દેતી. કામનાઓનાં રહેતાં વિશ્રામ સંભવ નથી. વિશ્રામ વિના અસમર્થતાનો અંત નથી થતો. તેનાં થયા વિના કર્તવ્યપરાયણતાની અભિવ્યક્તિ નથી થતી. આ દૃષ્ટિએ સાધકે ન તો પ્રાપ્ત વસ્તુ વગેરેમાં મમતા જ કરવાની છે અને ન અપ્રાપ્તની કામના. કામના-રહિત થતાં પણ વિધાન અનુસાર આવશ્યક વસ્તુ, સામર્થ્ય અને યોગ્યતા સ્વતઃ પ્રાપ્ત થાય છે, તો પછી કામનાઓનું સાધકનાં જીવનમાં સ્થાન જ ક્યાં છે ? કામના-માત્રથી જો વસ્તુઓ પ્રાપ્ત થાત ત્યારે તો કામનાનું પણ મહત્ત્વ હોત, પરંતુ વિશ્વમાં એક પણ વ્યક્તિ એવી નથી જેની દરેક કામનાઓ પૂરી થઈ જાય. આ દૃષ્ટિએ કામના-પૂર્તિ સાધકનો ઉદ્દેશ નથી. કામના-પૂર્તિમાં જીવન-બુદ્ધિ પોતાનું જાણેલું અસત્ છે. આથી જ તેનો ત્યાગ અનિવાર્ય છે.

એ દરેક સાધકોને વિદિત છે કે કામના-પૂર્તિનાં સુખનું પ્રલોભન નવીન કામનાને જન્મ આપે છે. આ પ્રમાણે પ્રત્યેક કામનાની પૂર્તિ કામના-ઉત્પત્તિમાં જ હેતુ છે અને વિધાન અનુસાર દરેક કામનાઓ કોઈની પણ પૂરી નથી થતી. આ દૃષ્ટિએ અંતમાં કામના-અપૂર્તિ જ શેષ રહે છે, જે વાસ્તવમાં અભાવ-રૂપ છે. અભાવનો અભાવ સાધકની પોતાની માંગ છે. એ માંગની પૂર્તિ કામનાઓનાં નાશમાં જ નિહિત છે. કામના-પૂર્તિ તથા અપૂર્તિ બન્નેનો ઉપયોગ કામના-નિવૃત્તિમાં જ છે. કામના-નિવૃત્તિમાં જ ચિર-વિશ્રામ નિહિત છે, જે વાસ્તવમાં સાધન છે. અકર્તવ્યનાં નાશ તથા કર્તવ્યની અભિવ્યક્તિથી ચિર-વિશ્રામની ઉપલબ્ધિ સંભવ છે. સાધક વિવેકપૂર્વક એ સારી રીતે અનુભવ કરી લે છે કે મળેલી વસ્તુ, યોગ્યતા તથા સામર્થ્ય ન તો વ્યક્તિગત છે અને ન પોતાનાં માટે છે પરંતુ તેનાં દ્વારા વિશ્વની સેવા કરવાની છે. સેવા એ જ કરી શકે છે જે સેવ્ય પર

પોતાનો અધિકાર નથી માનતો અને સામર્થ્ય અનુરૂપ વિધિવત્ સેવ્યનાં અધિકારોની રક્ષા કરે છે. સેવ્યનાં અધિકારોની રક્ષા કરવાથી વિદ્યમાન રાગની નિવૃત્તિ થાય છે અને પોતાનાં અધિકારનાં ત્યાગથી નવીન રાગની ઉત્પત્તિ નથી થતી. આથી સેવક બહુ જ સુગમતાપૂર્વક રાગ-રહિત થઈને ચિર-વિશ્રામ સાથે અભિન્ન થઈ જાય છે. આ પ્રમાણે સાધક મળેલી વસ્તુ, યોગ્યતા વગેરેને પોતાની ન માનીને તેનાં સદુપયોગ દ્વારા બહુ જ સુગમતાપૂર્વક કર્તવ્યનિષ્ઠ થઈ ચિર-વિશ્રામ પ્રાપ્ત કરે છે. ચિર-વિશ્રામરૂપી સાધનની અભિવ્યક્તિ મમતા-રૂપી અસત્નાં ત્યાગથી જ સંભવ છે. અસત્નો ત્યાગ અને અસાધનનો નાશ, સત્નો સંગ અને સાધનની અભિવ્યક્તિ યુગપદ્ છે. અસત્નાં ત્યાગમાં સાધકનાં પ્રયાસની પૂર્ણતા અને અસાધનનાં નાશ તથા સાધનની અભિવ્યક્તિમાં મંગલમય વિધાનની ઉદારતા નિહિત છે. આથી સત્સંગ અને સાધનનાં ભેદને જાણી લીધા પછી સાધક બહુ જ સુગમતાપૂર્વક સાધનનિષ્ઠ થઈ સિદ્ધિ પામે છે.

પોતાનાં પ્રત્યે થવાવાળી બુરાઈ કોઈને પ્રિય નથી, આ વાત દરેક સાધકોને વિદિત છે. જે પોતાનાં માટે પ્રિય નથી, તેને અન્ય પ્રત્યે કરવાની રુચિ પોતાનું જાણેલું અસત્ છે. આ અસત્નાં સંગથી જ કર્તવ્યની વિસ્મૃતિ અને અકર્તવ્યની ઉત્પત્તિ થાય છે. એટલા માટે કર્તવ્યનિષ્ઠ થવા માટે આ જાણેલાં અસત્નો ત્યાગ અનિવાર્ય છે. સાધક જે-જે અંશમાં જાણેલાં અસત્નો ત્યાગ કરતો જાય છે, તે-તે અંશમાં અકર્તવ્યનો નાશ સ્વતઃ થતો જાય છે. જે-જે અંશમાં અકર્તવ્યનો નાશ થતો આવે છે તે-તે અંશમાં કર્તવ્યની અભિવ્યક્તિ થતી જાય છે. આ દૃષ્ટિએ સર્વાંશમાં અકર્તવ્યનો નાશ થવાથી જ કર્તવ્ય-પરાયણતા સાથે સાધકની અભિન્નતા થઈ જાય છે.

મંગલમય વિધાનની દૃષ્ટિએ એ નિર્વિવાદ સિદ્ધ છે કે કરેલાંનું પરિણામ કર્તાને જ મળે છે. આ કારણે કોઈએ પણ કોઈનાં પ્રત્યે એ નથી કરવાનું, જેમાં કોઈનું અહિત છે. એટલા માટે પોતાનાં હિત માટે એ દરેક ચેષ્ટાઓનો સર્વાંશમાં નાશ કરવો અનિવાર્ય છે, જેમાં બીજાઓનું અહિત છે. આ ત્યારે સંભવ થશે જ્યારે સાધક પોતાનાં આ જાણેલાં અસત્નો ત્યાગ કરે કે બીજાઓની હાનિમાં



પોતાનો લાભ, હ્રાસમાં વિકાસ, અવનતિમાં ઉન્નતિ છે. જ્યારે સાધક એ સુખને નથી સ્વીકારતો જેનો જન્મ કોઈનાં દુઃખથી થયો હોય, એ વિકાસને નથી અપનાવતો જે કોઈના હ્રાસથી થયો હોય ત્યારે તેનો વિકાસ અવશ્ય થાય છે.

પ્રાકૃતિક નિયમાનુસાર કોઈનાં કર્તવ્યમાં કોઈનો અધિકાર અને કોઈનાં અધિકારમાં જ કોઈનું કર્તવ્ય છે. પરંતુ એ દરેક સાધકોને વિદિત છે કે સાધકની સ્વાધીનતા કર્તવ્ય-પાલનમાં છે, અધિકાર મેળવવામાં નહિ. અધિકાર તો કોઈ કર્તવ્યનિષ્ઠની ઉદારતામાં છે અને કર્તવ્યપરાયણતા સાધકનું પોતાનું સાધન છે. આ દૃષ્ટિએ કર્તવ્યમાં જ પોતાનો અધિકાર છે, અધિકાર મેળવવામાં નહિ. જ્યારે સાધક પોતાનાં આ જાણેલાં અસત્નો કે'અધિકાર મેળવવામાં સ્વાધીનતા છે' ત્યાગ કરી દે છે ત્યારે ખૂબ જ સુગમતાપૂર્વક કર્તવ્યનિષ્ઠ થઈને કૃતકૃત્ય થઈ જાય છે. અધિકાર-લોલુપતા સાધકને રાગ તથા ક્રોધથી રહિત નથી થવા દેતી. રાગ તથા ક્રોધનાં રહેતાં કર્તવ્ય-પરાયણતા સંભવ નથી. આ દૃષ્ટિએ સાધકે અધિકાર-લોલુપતાથી રહિત થવું પરમ આવશ્યક છે.

સુખ બન્યું રહેવાનું પ્રલોભન અને દુઃખ આવી જવાનો ભય સાધકને પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ નથી કરવા દેતો, જેનાં વિના કર્તવ્યપરાયણતા નથી આવતી. આથી સાધકે સુખનાં પ્રલોભન તથા દુઃખનાં ભયથી રહિત થવું અનિવાર્ય છે. વિધાન અનુસાર સુખ આપોઆપ જાય છે અને દુઃખ આપોઆપ આવે છે. જે આપોઆપ જાય છે, તેને બનાવી રાખવાનું પ્રલોભન તથા જે આપોઆપ આવે છે, તેનાંથી ભયભીત થવું પોતાનું જાણેલું અસત્ છે. કારણ કે જે સંભવ નથી તેને સંભવ બનાવવાનો પ્રયાસ જ તો અસત્ છે. આથી સાધક જ્યાં સુધી પોતાને સુખનાં પ્રલોભન તથા દુઃખનાં ભયથી રહિત નથી કરી લેતો ત્યાં સુધી પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ સંભવ નથી અને તેનાં વિના ન તો ઉત્કૃષ્ટ પરિસ્થિતિ જ પ્રાપ્ત થાય છે અને ન દરેક પરિસ્થિતિઓથી અતીત દિવ્ય ચિન્મય જીવન સાથે અભિન્નતા જ થાય છે.

બુરાઈને બુરાઈ જાણીને ન કરવી અને ભલાઈને ભલાઈ જાણીને કરવી સાધન છે, પરંતુ કોઈ પણ પ્રલોભનથી પ્રેરિત થઈને કરેલી ભલાઈ અને કોઈ

ભયથી ભયભીત થઈને ત્યાગેલી બુરાઈ વાસ્તવમાં સાધનનાં રૂપમાં અસાધન છે. અસાધનનાં રૂપમાં અસાધનનો નાશ સુગમ છે અને જ્યારે જ્યારે અસાધન સાધનનાં રૂપમાં પ્રતીત થાય છે ત્યારે તેને મટાડવું બહુ જ દુષ્કર થઈ જાય છે. પ્રલોભન અને ભયનું હોવું પોતાનું જાણેલું અસત્ છે, કેમકે તેમનાં રહેતાં અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિ સંભવ નથી. આથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે સાધકનાં જીવનમાં પ્રલોભન તથા ભયનું કોઈ સ્થાન જ નથી.

સમસ્ત અસાધનો અભિમાનમાં અને સમસ્ત સાધનો નિરભિમાનતામાં નિહિત છે. અભિમાન વિના કોઈ પણ અસાધનની ઉત્પત્તિ સંભવ નથી, કારણ કે અભિમાન આવતાં જ બિચારો સાધક પરિચ્છિન્નતામાં આબદ્ધ થઈ જાય છે, જેનાં થતાં જ અનેક પ્રકારનાં ભેદો ઉત્પન્ન થઈ જાય છે. ભેદની ઉત્પત્તિમાં જ ભય, પ્રલોભન, કામ, ક્રોધ વગેરે અનેક દોષોની ઉત્પત્તિ થઈ જાય છે. આ દૃષ્ટિએ અભિમાનનો ત્યાગ અનિવાર્ય છે. અભિમાનની ઉત્પત્તિ કોઈ ને કોઈ વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિને આશ્રિત હોય છે. જ્યાં સુધી સાધક પરિસ્થિતિમાં જીવન-બુદ્ધિ સ્વીકાર નથી કરતો ત્યાં સુધી અભિમાનની ઉત્પત્તિ જ નથી થતી. આથી પરિસ્થિતિમાં જીવન-બુદ્ધિ પોતાનું જાણેલું અસત્ છે. તેનો ત્યાગ કર્યા વિના નિરભિમાનતા સંભવ નથી, જે સમસ્ત સાધનોની જનની છે.

અકર્તવ્યનો અંત અને કર્તવ્યની અભિવ્યક્તિ માટે પ્રત્યેક સાધકે વિવેક-વિરોધી કર્મનો ત્યાગ કરવો અત્યંત આવશ્યક છે, કારણ કે તે પોતાનું જાણેલું અસત્ છે. વિવેક-વિરોધી કર્મ રહેતાં કરેલું કર્તવ્ય પણ વાસ્તવમાં અકર્તવ્યને જ પુષ્ટ કરે છે. આંશિક કર્તવ્યપરાયણતા મિથ્યા અભિમાનને પોષિત કરે છે. સીમિત ગુણોનું અભિમાન દોષ-જનિત વેદનાને જાગ્રત નથી થવા દેતું, જેનાં ન થયે દોષ-જનિત સુખનું પ્રલોભન નાશ નથી થતું, જેનાં રહેતાં અકર્તવ્યનો સર્વાંશમાં અંત સંભવ નથી. આ દૃષ્ટિએ આંશિક કર્તવ્યનાં અભિમાનનો નાશ અનિવાર્ય છે. જેનાં થતાં જ કર્તવ્યની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. કર્તવ્યની અભિવ્યક્તિમાં જ સુંદર સમાજનું નિર્માણ તથા ચિર-વિશ્રામ નિહિત છે.



કર્તવ્યનાં પાલનમાં સાધક સર્વદા સ્વાધીન તથા સમર્થ છે. અકર્તવ્યની સાથે-સાથે કરેલું કર્તવ્ય વર્તમાનમાં સિદ્ધિદાયક નથી. કર્તવ્યનો સંબંધ સર્વદા પ્રાપ્ત પરિસ્થિતિ સાથે છે, અપ્રાપ્ત પરિસ્થિતિ સાથે નહિ. અકર્તવ્ય-જનિત સુખ-લોલુપતાએ જ બિચારા સાધકને કર્તવ્યપાલનમાં અસમર્થ કરી દીધો છે. કર્તવ્યાકર્તવ્યનું દ્વન્દ્વ જ સાધકનાં અહંને જીવિત રાખે છે. મંગલમય વિધાન અનુસાર જે ન કરવું જોઈએ તેને ન કરવાથી જે કર્તવ્ય છે તે આપોઆપ થવા લાગે છે. આ દૃષ્ટિએ કર્તવ્યપરાયણતા સ્વાભાવિક છે, સાધકનું જીવન છે. તેનાંથી નિરાશ થવું અને હાર સ્વીકાર કરવી પ્રમાદ સિવાય બીજું કાંઈ નથી, જેનું સાધકનાં જીવનમાં કોઈ સ્થાન જ નથી.





# પરાધીનતાનો નાશ : સ્વાધીનતાની અભિવ્યક્તિ

ઉત્પન્ન થયેલા સંકલ્પોની જ્યારે પૂર્તિ નથી થતી ત્યારે પ્રાણીમાત્ર પરાધીનતાનો અનુભવ કરે છે. પરંતુ વાસ્તવિક સ્વાધીનતાનો પૂજારી તો સંકલ્પ-પૂર્તિમાં પણ પરાધીનતાનું જ દર્શન કરે છે, કારણ ને સંકલ્પ-પૂર્તિ દેશ, કાળ, વસ્તુ, વ્યક્તિ વગેરેને આધીન છે. વસ્તુ વગેરેને આધીન થવું સ્વાધીનતા નથી. જો આ જ સ્વાધીનતા છે તો પછી પરાધીનતા શું છે ? મંગલમય વિધાન અનુસાર સ્વાધીનતા સાધકને દિવ્ય ચિન્મય જીવન સાથે અભિન્ન કરે છે અને પરાધીનતા દેશ, કાળ, વસ્તુ, વ્યક્તિ વગેરેમાં આબદ્ધ રાખે છે. આ દૃષ્ટિએ સંકલ્પોની પૂર્તિમાં સ્વાધીનતા સ્વીકાર કરવી પોતાનું જાણેલું અસત્ છે. આ અસત્‌નો ત્યાગ કર્યા વિના સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ સંભવ નથી. સ્વાધીનતાની માંગ સાધકની પોતાની માંગ છે. આ માંગને સંકલ્પ-પૂર્તિની પરાધીનતાથી મટાડી નથી શકાતી. સંકલ્પ-પૂર્તિનું સુખ સ્વાધીનતાની માંગને કેટલાક સમય માટે ભલે દબાવી દે, પરંતુ તેનો નાશ નથી થઈ શકતો. એટલું જ નહિ, પ્રત્યેક સંકલ્પ-પૂર્તિનાં સુખનો ભોગ નવીન સંકલ્પનો જન્મદાતા છે. આ દૃષ્ટિએ અનેક સંકલ્પોની પૂર્તિ થવા છતાં પણ પરિણામમાં સંકલ્પની અપૂર્તિ જ શેષ રહે છે, કારણ કે દરેક સંકલ્પો કોઈનાં પણ પૂરાં નથી થતા. આથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે સંકલ્પ-પૂર્તિમાં પણ પરાધીનતા છે.



સ્વાધીનતાની વાસ્તવિક માંગને જગાડવા માટે મંગલમય વિધાનથી સંકલ્પની અપૂર્તિનું દર્શન થાય છે, પરંતુ સાધક સુખાસક્તિને કારણે સંકલ્પની અપૂર્તિને મહત્ત્વ નથી આપતો, પરંતુ સંકલ્પ-પૂર્તિની દાસતાને સુરક્ષિત રાખવાનો પ્રયાસ કરે છે. સંકલ્પ-પૂર્તિની દાસતા બનાવી રાખવી પોતાનું જાણેલું અસત્ છે. અસત્‌નો સંગ રહેતાં ઉત્પન્ન થયેલા અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિ સંભવ નથી. સુખની દાસતા તથા દુઃખનો ભય ઉત્પન્ન થયેલું અસાધન છે. આનું કારણ એકમાત્ર સંકલ્પ-પૂર્તિમાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી છે, જે વાસ્તવમાં અસત્ છે. અસત્‌નાં ત્યાગમાં જ અસાધનનો નાશ છે. અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિ યુગપદ્ છે.

પરાધીનતાનો નાશ અને સ્વાધીનતાની અભિવ્યક્તિ ત્યારે જ સંભવ થશે જ્યારે સાધક સ્વાધીનતા માટે સુખનાં પ્રલોભન અને દુઃખનાં ભયનો સર્વાંશમાં પરિત્યાગ કરે. વિધાન અનુસાર દુઃખથી ભયભીત ન થવાથી દુઃખનો પૂરેપૂરો પ્રભાવ થાય છે, જેનાં થતાં જ સુખનું પ્રલોભન સ્વતઃ નાશ થઈ જાય છે. સુખનું પ્રલોભન નાશ થતાં જ સંકલ્પ-પૂર્તિમાં જીવન-બુદ્ધિ નથી રહેતી. આ દૃષ્ટિએ સંકલ્પની અપૂર્તિનું દુઃખ વિકાસનું મૂળ છે. દુઃખનાં ભયમાં સુખની દાસતા પોષિત થાય છે, જેને મટાડવા માટે દુઃખની પુનરાવૃત્તિ થતી રહે છે. સુખની દાસતાનો નાશ થવાથી દુઃખ બોલાવવા છતાં પણ નથી આવતું. આથી દુઃખથી ભયભીત થવું પોતાનું જાણેલું અસત્ છે. સુખની દાસતાએ બિચારા સાધકને પરાધીનતામાં આબદ્ધ કર્યો અને દુઃખનાં ભયે સુખની દાસતાનો નાશ ન થવા દીધો. એટલા માટે સાધકનાં જીવનમાં સુખની દાસતા તથા દુઃખનાં ભયનું કોઈ સ્થાન જ નથી.

સંકલ્પોની પૂર્તિ અને અપૂર્તિ વિધાનને આધીન છે. તેનો સદુપયોગ કરવામાં સાધક સ્વાધીન છે. પ્રત્યેક સંકલ્પની પૂર્તિનાં અંતમાં એ સ્થિતિ આપોઆપ આવી જાય છે, જે સંકલ્પ-ઉત્પત્તિની પૂર્વે હતી, તો શું સંકલ્પ-પૂર્તિનું પરિણામ એ જ ન થયું જે સંકલ્પ-ઉત્પત્તિની પૂર્વે હતું ? આ દૃષ્ટિએ સાધકને સંકલ્પ-પૂર્તિથી શું મળ્યું ? કાંઈ નહિ. આ રહસ્યને જાણી લેવાથી

સાધક બહુ જ સુગમતાપૂર્વક સંકલ્પ-પૂર્તિમાં પરાધીનતાનું દર્શન કરી લે છે, જેનાં કરતાં જ સંકલ્પની અપૂર્તિનો ભય નાશ થઈ જાય છે અને સંકલ્પ-ઉત્પત્તિની પૂર્વની સ્થિતિમાં આસ્થા થવા લાગે છે, પરંતુ સાધકને વાસ્તવિક સ્વાધીનતાનાં દર્શન એ સ્થિતિમાં પણ નથી થતાં, કારણ કે સ્વાધીનતાનું સામ્રાજ્ય દરેક સ્થિતિઓથી અતીત છે.

સંકલ્પની અપૂર્તિ, પૂર્તિ તેમજ નિવૃત્તિ સાથે સંબંધ સ્વીકાર કરવો પણ સ્વાધીનતાથી વિમુખ થવું છે. સ્વાધીનતા પોતાનામાં છે અને દરેક અવસ્થાઓ 'પર'માં છે. 'પર' સાથે સંબંધ સ્વીકાર કરવો પોતાનું જાણેલું અસત્ છે. આ અસત્નાં સંગે જ બિચારા સાધકને પરાધીનતામાં આબદ્ધ કર્યો છે. અસત્નો સંગ કરતાં ઉત્પન્ન થયેલી પરાધીનતા નાશ નથી થઈ શકતી અને તેનો નાશ થયા વિના સ્વાધીનતામાં પ્રવેશ નથી થઈ શકતો. 'સ્વ' દરેક અવસ્થાઓથી અતીત છે. સ્વાધીનતાનાં પૂજારીએ દરેક અવસ્થાઓથી સંબંધ-વિચ્છેદ કરવો આવશ્યક છે. જેનાં કરતાં જ સ્વતઃ ઉત્પન્ન થયેલી પરાધીનતા મટી જશે. વિધાન અનુસાર પરાધીનતા ઉત્પન્ન થાય છે, પરંતુ સ્વાધીનતા અનુત્પન્ન, શાશ્વત, સનાતન અને અવિનાશી છે. આ જ કારણે સ્વાધીનતાની અભિવ્યક્તિ થાય છે, ઉત્પત્તિ નહિ. ઉત્પત્તિનું સ્વતંત્ર અસ્તિત્વ નથી હોતું. સ્વતંત્ર અસ્તિત્વ તેનું જ હોય છે જે અનુત્પન્ન થયું છે. અનુત્પન્ન થયેલું પોતાને અને ઉત્પત્તિને પ્રકાશિત કરે છે. અનુત્પન્ન થયેલી સ્વાધીનતાની ઉત્કટ લાલસા ઉત્પન્ન થયેલી પરાધીનતાની આસક્તિને ખાઈ લે છે અને સ્વાધીનતા સાથે અભિન્ન કરી દે છે. આ દૃષ્ટિએ સ્વાધીનતાની માંગમાં જ પરાધીનતાનો નાશ નિહિત છે. બિચારો સાધક સ્વાધીનતાથી નિરાશ થવાથી પરાધીનતામાં આબદ્ધ થાય છે, જે તેનું પોતાનું અપનાવેલું અસત્ છે. પોતાનાં અપનાવેલા અસત્નાં ત્યાગનું દાયિત્વ સાધક ઉપર છે. જ્યારે સાધક પોતાનું દાયિત્વ પૂરું કરી દે છે ત્યારે મંગલમય વિધાનથી પરાધીનતાનો નાશ અને સ્વાધીનતાની અભિવ્યક્તિ સ્વતઃ થઈ જાય છે.

પોતાનાં દાયિત્વને પૂરું કરવાની ક્ષમતા સાધકને મળી છે. આ દૃષ્ટિએ સ્વાધીનતાથી નિરાશ થવું ભૂલ છે. સ્વાધીનતાથી નિરાશ થવું અસત્નો સંગ છે.



તેનો ત્યાગ વર્તમાનની વસ્તુ છે. તેનાં માટે અસમર્થતા સ્વીકાર કરવી પણ અસત્નો જ સંગ છે. અસત્નાં સંગનું સાધકનાં જીવનમાં કોઈ સ્થાન જ નથી. અસત્ને અસત્ જાણી લેવું એ જ અસત્થી સંબંધ-વિચ્છેદનો સુગમ ઉપાય છે. અસત્નો પ્રકાશક સત્ છે. તેનો સંગ જ સત્-સંગ છે. અસત્નાં સંગથી અસાધનની ઉત્પત્તિ અને સત્-સંગથી સાધનની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. જેની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે તેમાં સાધકનાં પ્રયાસની અપેક્ષા નથી. સાધકનો પ્રયાસ એકમાત્ર જાણેલાં અસત્નાં ત્યાગમાં જ છે. સાધનની અભિવ્યક્તિ તો વિધાનને આધીન છે.

જ્યાં સુધી સાધક કોઈ અન્યનાં સંકલ્પમાં પોતાનો સંકલ્પ વિલીન નથી કરતો ત્યાં સુધી તેણે પરાધીનતામાં આબદ્ધ રહેવું જ પડે છે. સાધક પોતાનાં સંકલ્પમાં જ પોતે બંધાઈ ગયો છે, જો કે ઉત્પન્ન થયેલા સંકલ્પોથી તેની જાતીય ભિન્નતા છે. જેનાંથી જાતીય ભિન્નતા છે, તેનાથી સંબંધ-વિચ્છેદ કરવો અત્યંત સુગમ છે, પરંતુ પરાધીનતાને સહન કરવાથી સંબંધ-વિચ્છેદ કરવો દુર્લભ પ્રતીત થાય છે. જેનાંથી જાતીય ભિન્નતા છે તેની સાથે સંબંધ સ્વીકાર કરવો અસત્નો સંગ છે. ઉત્પન્ન થયેલા સંકલ્પો સાથે અસહયોગ સત્નો સંગ છે. જો સાધક સંકલ્પો સાથે સહયોગ ન કરે તો તેઓ આપોઆપ મટી જાય છે. અંતર કેવળ એટલું છે કે આવશ્યક તથા શુદ્ધ સંકલ્પો પૂરાં થઈને મટી જાય છે અને અનાવશ્યક તથા અશુદ્ધ સંકલ્પો પૂરાં થયા વિના જ મટી જાય છે. ઉત્પન્ન થયેલા સંકલ્પો સાથે તાદાત્મ્ય સ્વીકાર ન કરવું જાણેલાં અસત્નો ત્યાગ છે, જેને કરતાં જ અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે.

જ્યારે સાધકનો પોતાનો કોઈ સંકલ્પ નથી રહેતો ત્યારે ઉત્પન્ન થયેલાં સંકલ્પો તેને પોતાનાંથી ભિન્ન પ્રતીત થાય છે. એ પ્રતીતિનો આદર કરવાથી ઉત્પન્ન થયેલાં સંકલ્પો સાથે અસહયોગ બહુ જ સુગમતાપૂર્વક થઈ શકે છે. જ્યારે ઉત્પન્ન થયેલાં સંકલ્પો સાથે અસહયોગ સ્પષ્ટ રૂપે થઈ જાય છે ત્યારે સંકલ્પપૂર્તિ-અપૂર્તિનાં પરિણામસ્વરૂપ સુખ-દુઃખથી પણ સાધકનો સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, જેનાં થતાં જ પરાધીનતા ગળવા લાગે છે. જેમ-જેમ

પરાધીનતા ગળતી જાય છે તેમ-તેમ સ્વાધીનતાની અભિવ્યક્તિ સ્વતઃ થતી જાય છે. સાધક પરાધીનતાને બનાવી રાખવામાં સર્વદા અસમર્થ તથા પરતંત્ર છે, પરંતુ સ્વાધીનતા પ્રાપ્ત કરવામાં સર્વદા સમર્થ તથા સ્વાધીન છે. સ્વાધીનતા અવિનાશી તત્ત્વ છે. અવિનાશી તત્ત્વની વિસ્મૃતિ થાય છે, તેનાંથી વિમુખતા થાય છે, તેનાંથી દૂરતા નથી થતી. સ્વાધીનતાની વિસ્મૃતિએ પરાધીનતામાં જીવન-બુદ્ધિ અને સ્વાધીનતાની વિમુખતાએ પરાધીનતામાં સત્યતા ઉત્પન્ન કરી દીધી છે, જેનાંથી બિચારો સાધક પરાધીનતા મટાડવામાં પોતાને અસમર્થ માની લે છે. તેની આ અસમર્થતા જાણેલાં અસત્‌નો ત્યાગથી વર્તમાનમાં જ મટી શકે છે.

જ્યારે સાધકમાં સુખ-દુઃખથી અતીતનાં જીવનની જિજ્ઞાસા જાગ્રત થાય છે ત્યારે તેનો પોતાનો કોઈ સંકલ્પ નથી રહેતો. ઉત્પન્ન થયેલી વસ્તુઓની વાસ્તવિકતાનો પરિચય થઈ ગયા પછી વસ્તુ, વ્યક્તિ વગેરેમાં સત્યતા તથા સુંદરતા જીવિત નથી રહેતી. જેનાં ન રહેવાથી સંકલ્પો સાથે તાદાત્મ્ય નથી રહેતું. સાધકનાં તાદાત્મ્ય વિના કોઈ પણ સંકલ્પ તેને પોતાને આધીન નથી કરી શકતો. સાધકનું સ્વીકાર કરેલું તાદાત્મ્ય જ તેને સંકલ્પોને આધીન કરી દે છે અને પછી બિચારો સાધક પોતાનાં સંકલ્પમાં પોતે બંધાઈને સુખી-દુઃખી થાય છે. જો કે સાધકની માંગ સુખ-દુઃખમાં આબદ્ધ રહેવાની નથી, પરંતુ ઉત્પન્ન થયેલી વસ્તુની વાસ્તવિકતાથી અપરિચિત હોવાને કારણે તે સુખ-દુઃખથી અતીતનાં જીવનની જિજ્ઞાસાને સંકલ્પ-પૂર્તિનાં પ્રલોભનથી આચ્છાદિત કરી લે છે, જે તેનું પોતાનું જાણેલું અસત્ છે. એ દરેક સાધકોને વિદિત છે કે સંકલ્પ-પૂર્તિથી જે કાંઈ મળે છે તે સદૈવ નથી રહેતું. જે સદૈવ નથી રહેતું તે જીવન નથી. જે જીવન નથી તેમાં જીવન-બુદ્ધિ અસત્‌નો સંગ છે. આ દૃષ્ટિએ **સંકલ્પ-પૂર્તિમાં જીવન-બુદ્ધિ ન રહેવાથી સુખ-દુઃખથી અતીતનાં જીવનની જિજ્ઞાસા સ્વતઃ જાગ્રત થાય છે, જેનાં થતાં જ સાધકનો પોતાનો કોઈ સંકલ્પ નથી રહેતો અને પછી તે બહુ જ સુગમતાપૂર્વક સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ મેળવે છે.**

સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં નિત્ય-નિવાસની માંગ સાધકની પોતાની માંગ છે. તેની પૂર્તિમાં બાધક છે વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેની આસક્તિ. તેનું મૂળ એકમાત્ર પોતાને દેહ અને દેહને પોતાનો માનવો છે. આ માન્યતા વાસ્તવમાં પોતાનું જાણેલું અસત્ છે, જેનાં ત્યાગનું દાયિત્વ સાધક ઉપર છે. અસત્‌નો સ્પષ્ટ બોધ અસત્‌નાં ત્યાગમાં હેતુ છે. આ દૃષ્ટિએ સાધકે અસત્‌ને જાણવા માટે અથાગ અખંડ પ્રયાસ કરવો પરમ આવશ્યક છે. આ સમસ્યા સાધકની વર્તમાન સમસ્યા છે. તેને હલ કર્યા વિના કોઈ અન્ય સમસ્યામાં ગુંચવાવું સ્વાધીનતાનાં પૂજારી માટે સર્વથા ત્યાજ્ય છે. મૂળ અસત્‌નો ત્યાગ કર્યા વિના કોઈ પણ પ્રકારે અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ સંભવ નથી.



જ્યારે સાધક નિજ-વિવેકનાં પ્રકાશમાં એ સ્વીકાર કરે છે કે હું દેહ નથી, ત્યારે દેહનાં સંબંધથી ઉત્પન્ન કર્મ, ચિંતન અને સ્થિતિથી તેનો સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. દેહનાં રહેતાં જ સાધક દેહનાં પ્રભાવથી રહિત થઈ જાય છે, જેનાં થતાં જ નિર્વાસના આવી જાય છે અને દેહને પોતાનો ન માનવાથી નિર્વિકારતાની અભિવ્યક્તિ થાય છે. નિર્વાસના તથા નિર્વિકારતા સાધન છે. આ સાધનની અભિવ્યક્તિ થતાં જ સાધક સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં સ્વતઃ પ્રવેશ મેળવે છે.

અસત્‌નાં સંગનો પ્રભાવ અને સત્‌ની લાલસા જેમાં છે એ જ સાધક છે. મંગલમય વિધાન અનુસાર અસત્‌નાં સંગનો પ્રભાવ નાશ થતાં જ સત્‌ની લાલસા સ્વતઃ પૂરી થાય છે. અસત્‌નો ત્યાગ કરવાથી અસત્‌નાં સંગનો પ્રભાવ સ્વતઃ નાશ થાય છે, જેનાં થતાં જ સત્‌નો સંગ તથા સાધનની અભિવ્યક્તિ આપોઆપ થાય છે. સાધનની અભિવ્યક્તિ થતાં જ સાધકનું અસ્તિત્વ સાધનથી ભિન્ન નથી રહેતું. આ દૃષ્ટિએ સાધન જીવન અને જીવન સાધન થઈ જાય છે. આથી જ પ્રત્યેક સાધકે અસત્‌નાં ત્યાગ દ્વારા સત્સંગ માટે સર્વદા તત્પર રહેવું અનિવાર્ય છે. સત્સંગ અને સાધનમાં જ સાધકનું જીવન છે. **સાધકની પ્રત્યેક સમસ્યા સત્સંગ દ્વારા હલ થઈ શકે છે. પરાધીનતાનો નાશ અને સ્વાધીનતાની અભિવ્યક્તિ સત્સંગમાં જ નિહિત છે.** અસત્‌નો ત્યાગ અને સત્‌નો સંગ કરવામાં સાધક સર્વદા સમર્થ છે. અસત્‌નો ત્યાગ વિવેક-સિદ્ધ છે. આ દૃષ્ટિએ નિજ

વિવેકનાં પ્રકાશમાં અસત્‌ને અસત્ જાણવું અને તેનો ત્યાગ વર્તમાનની જ વસ્તુ છે. તેનાં માટે ભવિષ્યની આશા પ્રમાદ છે.

અસત્‌નાં સંગથી સાધકમાં અસાધનની ઉત્પત્તિ થાય છે. આ પ્રભાવ અસત્‌નો નથી, પરંતુ તેનાં સંગનો છે. અસત્‌નો સંગ સાધકે કર્યો છે. આ દૃષ્ટિએ અસાધનની ઉત્પત્તિમાં સાધકની અસાવધાની જ હેતુ છે. ભલા પર-પ્રકાશ્ય અસત્ કેવી રીતે સાધક ઉપર પ્રભાવ કરી શકે છે, જો સાધક સ્વયં તેનો સંગ ન કરે ? આ જ કારણે સાધક ઉપર અસત્‌નાં ત્યાગનું દાયિત્વ છે. અસત્‌નો પરિચય તો સત્‌ની જિજ્ઞાસા જગાડવામાં હેતુ છે. એટલું જ નહિ, મંગલમય વિધાન અનુસાર અસત્‌નાં જ્ઞાનમાં જ અસત્‌ની નિવૃત્તિ છે અને અસત્‌ની નિવૃત્તિમાં જ સત્‌ની પ્રાપ્તિ છે. આથી પ્રત્યેક સાધક વિવેક-વિરોધી સંબંધને ત્યાગીને પરાધીનતાનાં નાશ અને સ્વાધીનતાની અભિવ્યક્તિમાં સમર્થ છે.








# આસક્તિનો અભાવ અને પ્રેમની અભિવ્યક્તિ

વિવેક-વિરોધી વિશ્વાસ સાધકનું પોતાનું જાણેલું અસત્ છે. તેનો ત્યાગ કર્યા વિના સાધન-રૂપ વિશ્વાસની અભિવ્યક્તિ નથી થતી, જેનાં થયા વિના વિશ્વાસપાત્ર સાથે ન તો નિત્ય-સંબંધ જ સિદ્ધ થાય છે અને ન પ્રેમાસ્પદમાં આત્મીયતા જ જાગ્રત થાય છે. આત્મીયતામાં અગાધ, અનંત, નિત-નવ પ્રિયતા નિહિત છે. પ્રિયતા રસની પ્રતીક છે. રસ જીવનની માંગ છે. રસનાં અભાવમાં જ અનેક વિકારો ઉત્પન્ન થાય છે. આ દૃષ્ટિએ નીરસતાનો નાશ કરવો અત્યંત આવશ્યક છે. પ્રિયતા સિવાય રસનો સ્રોત અન્ય ક્યાંય નથી અને પ્રિયતા એકમાત્ર આત્મીયતાથી જાગ્રત થાય છે. આત્મીયતા નિત્ય-સંબંધમાં અને નિત્ય-સંબંધ વિશ્વાસમાં નિહિત છે. આથી જ સાધન-રૂપ વિશ્વાસને સજીવ તથા સિદ્ધ કરવા માટે વિવેક-વિરોધી વિશ્વાસનો ત્યાગ અનિવાર્ય છે.

વિકલ્પ-રહિત વિશ્વાસ સાધકનો તેનાં જ પ્રત્યે થઈ શકે છે, જેનાં સંબંધમાં તે કાંઈ નથી જાણતો. નિજ વિવેકનાં પ્રકાશમાં સાધક ઇન્દ્રિય-દૃષ્ટિ તથા બુદ્ધિ-દૃષ્ટિથી જેને જુએ છે તેમાં તેનો વિકલ્પ-રહિત વિશ્વાસ નથી થઈ શકતો. આથી વિશ્વાસ તેમાં જ થઈ શકે છે જેને સાધકે ઇન્દ્રિય-દૃષ્ટિ તથા બુદ્ધિ-દૃષ્ટિથી જોયું નથી. હવે જો કોઈ એમ કહે કે જેને જોયું જ નથી તેમાં વિશ્વાસ કેવી રીતે કરવામાં આવે ? તો વિચાર એ કરવાનો છે કે જેને જોયું છે શું તેની સાથે નિત્ય-સંબંધ થઈ શકે છે ? જેની સાથે નિત્ય-સંબંધ નથી થઈ શકતો તેનો વિશ્વાસ શું સાધન-રૂપ વિશ્વાસ છે ? જોયેલામાં વિશ્વાસ કરવાથી તો સાધકનાં

જીવનમાં અનેક વિકારો ઉત્પન્ન થયા છે. આ દરેક સાધકોને વિદિત છે. વસ્તુ, વ્યક્તિ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેનાં વિશ્વાસે સાધકને લોભ, મોહ, દીનતા, અભિમાન, પરિચ્છિન્નતા વગેરે દોષોમાં જ આબદ્ધ કર્યો છે, જેથી એ વાસ્તવિક જીવનથી વિમુખ થઈ ગયો છે. એટલું જ નહિ, જેની સાથે તેની જાતીય તથા સ્વરૂપની એકતા છે તેની વિસ્મૃતિ થઈ ગઈ છે. આ કારણે જોયેલામાં વિશ્વાસ કરવો હિતકર નથી, પણ અસત્‌નો સંગ છે, જેનો ત્યાગ પરમ આવશ્યક છે.

જેની સાથે નિત્ય-સંબંધ નથી રહી શકતો તેનાં સદુપયોગમાં સાધકનો અધિકાર છે, વિશ્વાસમાં નહિ. વસ્તુ, સામર્થ્ય, યોગ્યતાનો સદુપયોગ અને વ્યક્તિઓની સેવા થઈ શકે છે. પ્રાકૃતિક વિધાન અનુસાર પ્રાપ્ત વસ્તુ, સામર્થ્ય, યોગ્યતાનાં સદુપયોગથી આવશ્યક વસ્તુ, સામર્થ્ય, યોગ્યતા મળી શકે છે. તેનાં વિશ્વાસનો સાધકનાં જીવનમાં કોઈ ઉપયોગ નથી. જેનો જીવનમાં ઉપયોગ નથી તે સર્વથા ત્યાજ્ય છે. વ્યક્તિઓને પણ સેવા જ અપેક્ષિત છે. કોઈ વ્યક્તિ કોઈ વ્યક્તિમાં કેટલોય વિશ્વાસ કરે, પણ સેવા ન કરે તો તેનાથી પ્રસન્નતા નથી થતી અને ન તે તેની આવશ્યકતા પણ અનુભવ કરતો. સમસ્ત વિશ્વ પોતાનાં અધિકારની પૂર્તિમાં પ્રસન્ન થાય છે. દરેકનાં અધિકારોની રક્ષા જ વાસ્તવિક સેવા છે. જેને સાધક જુએ છે તેની તેણે સેવા કરવાની છે. સેવા કરવાથી સાધકમાં ઉદારતાની અભિવ્યક્તિ થાય છે. ઉદારતા આવતાં જ દુઃખીઓને જોઈને કરુણા અને સુખીઓને જોઈને પ્રસન્નતા સ્વતઃ થવા લાગે છે. આ દૃષ્ટિએ વિશ્વની સેવા અપેક્ષિત છે, વિશ્વાસ નહિ.

ઇન્દ્રિય-જન્ય તથા બુદ્ધિ-જન્ય પરિવર્તનશીલ પ્રતીતિમાં વિશ્વાસ પોતાનું જાણેલું અસત્ છે. તેનો ત્યાગ કરતાં જ સાધકમાં નિર્વિકારતા તથા પ્રતીતિનાં પ્રકાશકમાં અવિચલ શ્રદ્ધા તેમજ વિશ્વાસ ઉદિત થાય છે, જેનાં થતાં જ સાધક બહુ જ સુગમતાપૂર્વક પોતાનાં વિશ્વાસપાત્ર સાથે નિત્ય-સંબંધ સ્વીકાર કરી લે છે. એ નિયમ છે કે જેમાં વિશ્વાસ નથી હોતો તેનાથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. પરિવર્તનશીલ પ્રતીતિથી સંબંધ-વિચ્છેદ થતાં જ પરાધીનતા, જડતા તેમજ અભાવનો અંત થઈ જાય છે. કારણ, પ્રતીતિનાં સંબંધે જ બિચારા સાધકને



પરાધીનતા, જડતા વગેરેમાં આબદ્ધ કર્યો છે. ચિન્મય જીવન સાથે અભિન્નતા પ્રતીતિની અસંગતામાં નિહિત છે. સંબંધ-વિચ્છેદ સ્વીકાર કર્યા વિના અસંગતા સિદ્ધ નથી થતી અને તેનાં થયા વિના ચિન્મય જીવન સાથે અભિન્નતા નથી થતી. આ દૃષ્ટિએ પરિવર્તનશીલ પ્રતીતિથી સંબંધ-વિચ્છેદ કરવા માટે તેનાં વિશ્વાસનો ત્યાગ પરમ આવશ્યક છે.

પ્રત્યેક સાધકને શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે વસ્તુઓની ઉત્પત્તિનું જ્ઞાન ભલેને હોય, પરંતુ એનાથી અતીત જે જીવન છે એ જીવનની ઉત્પત્તિનો બોધ કોઈ પણ સાધકને નથી. અનુત્પન્ન થયેલા જીવનની માંગ સાધકની પોતાની માંગ છે. અનુત્પન્ન થયેલા જીવનની અપ્રાપ્તિ નથી, પરંતુ વિસ્મૃતિ છે, જે નિત્ય-સંબંધ સ્વીકાર કરતાં જ સ્વતઃ નાશ થઈ જાય છે, કેમકે સંબંધ સ્વીકાર કરતાં જ સ્મૃતિ જાગ્રત થાય છે, જે વિસ્મૃતિને ખાઈને પ્રીતિ સાથે અભિન્ન થઈ જાય છે. પ્રીતિ સ્વભાવથી જ દૂરતા, ભેદ તથા ભિન્નતાને નથી રહેવા દેતી. આ દૃષ્ટિએ વાસ્તવિક જીવન સાથે અભિન્ન થવા માટે પ્રીતિની અભિવ્યક્તિ અનિવાર્ય છે, જે પ્રેમાસ્પદનાં વિશ્વાસમાં નિહિત છે.

વસ્તુ, વ્યક્તિ વગેરેનો વિશ્વાસ સાધન-રૂપ વિશ્વાસ નથી. આથી તેનો ત્યાગ દરેક સાધકો માટે અત્યંત આવશ્યક છે. વસ્તુ, વ્યક્તિ વગેરેનો વિશ્વાસ તો અનેક આસક્તિઓનો જ જન્મદાતા છે, જેનું સાધકનાં જીવનમાં કોઈ સ્થાન જ નથી. આસક્તિઓએ જ અનુરક્તિની માંગને શિથિલ બનાવી છે. પ્રાકૃતિક નિયમ અનુસાર જે વસ્તુઓમાં આસક્તિ હોય છે તે વસ્તુઓ તો નથી રહેતી, પણ આસક્તિ એ વસ્તુઓનાં ન રહેવા છતાં પણ રહે છે, જેણે બિચારા સાધકમાં પ્રીતિની અભિવ્યક્તિ ન થવા દીધી. વસ્તુઓનાં વિશ્વાસમાં જ વસ્તુઓની આસક્તિ નિહિત છે. વસ્તુ-વિશ્વાસ વસ્તુઓ સાથે તાદાત્મ્ય કરી દે છે. વસ્તુઓનું તાદાત્મ્ય વસ્તુઓની આસક્તિને પુષ્ટ કરે છે. વસ્તુઓ સાથે તાદાત્મ્ય રાખતાં વસ્તુઓની આસક્તિનો નાશ સંભવ નથી, જેનાં ન થયે પ્રેમનાં સામ્રાજ્યમાં પ્રવેશ કોઈ પણ પ્રકારે નથી થઈ શકતો. આ દૃષ્ટિએ પ્રેમનાં પૂજારીએ વસ્તુઓની આસક્તિનો નાશ કરવા માટે વસ્તુઓથી અસંગ થવું

આવશ્યક છે.

વિશ્વાસનો ઉપયોગ એકમાત્ર સંબંધ-સ્વીકૃતિમાં છે. એનાં સિવાય કોઈ અન્ય કાર્ય-સિદ્ધિમાં વિશ્વાસનો ઉપયોગ કરવો વિશ્વાસનો દુરુપયોગ છે. વિશ્વાસનો દુરુપયોગ જ વિશ્વાસને નિર્જીવ બનાવે છે. વિશ્વાસની સજીવતા ત્યારે જ સુરક્ષિત રહે છે જ્યારે વિશ્વાસી વિશ્વાસનો ઉપયોગ વિશ્વાસપાત્ર સાથે આત્મીયતા સ્વીકાર કરવામાં જ કરે. કામના-પૂર્તિ-નિવૃત્તિમાં વિશ્વાસનો ઉપયોગ કરવો વિશ્વાસનાં મહત્ત્વને ઘટાડવું છે. પ્રાકૃતિક વિધાન અનુસાર કામના-પૂર્તિ કર્મ સાપેક્ષ અને કામના-નિવૃત્તિ વિવેક-સિદ્ધ છે. વિશ્વાસની ઉપયોગિતા તેમાં જ કરવામાં આવે જે વિશ્વાસ સિવાય કોઈ અન્ય પ્રકારે ન થઈ શકે. પ્રેમાસ્પદ સાથે નિત્ય-સંબંધ વિશ્વાસ સિવાય કોઈ અન્ય પ્રકારે સંભવ નથી. એટલા માટે સાધકે વિશ્વાસનો ઉપયોગ પ્રેમાસ્પદ સાથે આત્મીયતા સ્વીકાર કરવામાં જ કરવો ઉપયુક્ત છે. પ્રિયતાની જાગૃતિમાં આત્મીયતા સમાન કોઈ અન્ય સાધન છે જ નહિ. જો એમ કહી દેવામાં આવે કે આત્મીયતામાં જ પ્રિયતા છે, તો કોઈ અત્યુક્તિ નથી. પ્રિયતાની જાગૃતિ શ્રમ-સાધ્ય નથી. જેની જાગૃતિ શ્રમ-સાધ્ય નથી, તેનાં માટે વસ્તુ, સામર્થ્ય, યોગ્યતા વગેરેની અપેક્ષા નથી. જેનાં માટે વસ્તુ વગેરેની અપેક્ષા નથી, તેની પ્રાપ્તિ દરેક સાધકોને સુલભ છે. આ દૃષ્ટિએ પ્રિયતાની અભિવ્યક્તિથી નિરાશ થવું પોતાનું જાણેલું અસત્ છે. પોતાનાં જાણેલા અસત્‌નો સંગ કરવો અસાધનને જન્મ આપવો છે. અસાધનની ઉત્પત્તિએ જ બિચારા સાધકને સાધન-તત્ત્વ સાથે અભિન્ન નથી થવા દીધો. આ કારણે પ્રિયતાની જાગૃતિથી નિરાશ થવું ભૂલ છે. ભૂલને ભૂલ જાણતાં જ ભૂલનો નાશ સ્વતઃ થઈ જાય છે, અથવા એમ કહો કે અસત્‌નાં જ્ઞાનમાં જ અસત્‌નાં ત્યાગનું સામર્થ્ય નિહિત છે. પોતાનાં જાણેલાં અસત્‌નાં ત્યાગમાં સાધક અસમર્થ નથી. સામર્થ્ય હોવા છતાં પણ સામર્થ્યનો સદુપયોગ ન કરવો સાધકની અસાવધાની સિવાય બીજું કાંઈ નથી.

વિશ્વાસપૂર્વક નિત્ય-સંબંધ સ્વીકાર કરવાથી આત્મીયતા ત્યારે જ સુરક્ષિત રહી શકે છે જ્યારે પ્રેમી પ્રેમાસ્પદથી ભિન્ન કોઈ અન્યની સત્તા જ



સ્વીકાર ન કરે અને ન પ્રેમાસ્પદ પાસે કાંઈ માંગે. એટલું જ નહિ, દરેક મમતાઓનો અંત આત્મીયતામાં થઈ જાય, પોતાનામાં પોતાનું કાંઈ ન રહે. પ્રિયતા સિવાય કોઈ અન્ય પ્રકારની માંગ ન રહે. ત્યાં સુધી કે સાધકનું અસ્તિત્વ જ પ્રિયતામાં પરિવર્તિત થઈ જાય એ જ આત્મીયતાની પૂર્ણતા છે.

આત્મીયતા કોઈ અભ્યાસથી સિદ્ધ નથી થતી, પરંતુ વિશ્વાસથી જ સાધ્ય છે. અન્ય વિશ્વાસ, સંબંધ તથા ચિંતનનાં ત્યાગમાં જ વિશ્વાસની સજીવતા નિહિત છે. જેની ઉપલબ્ધિ કર્મ તથા વિવેકથી સિદ્ધ છે તેમાં વિશ્વાસ કરવો ભૂલ છે. સાધકે વિશ્વાસ એકમાત્ર તેમાં જ કરવાનો છે જેને તે વિશ્વાસ સિવાય કોઈ અન્ય પ્રકારે પ્રાપ્ત નથી કરી શકતો. અભ્યાસ માટે વસ્તુ, સામર્થ્ય તથા યોગ્યતાની અપેક્ષા છે. જેની સિદ્ધિ વસ્તુ વગેરેની અપેક્ષા રાખે છે તે દરેક માટે સુલભ નથી, કારણ કે દરેક વસ્તુઓ દરેકને પ્રાપ્ત નથી. આ દૃષ્ટિએ શ્રમયુક્ત સાધન વ્યક્તિગત છે. શ્રમ દ્વારા જે કાંઈ પ્રાપ્ત થાય છે, તે સદૈવ નથી રહેતું, કેમકે શ્રમથી તેની પ્રાપ્તિ નથી થતી જે અનુત્પન્ન થયું છે. અનુત્પન્ન થયેલાની પ્રાપ્તિમાં તો તેનો વિશ્વાસ જ હેતુ છે. વિશ્વાસી વિશ્વાસથી જ વિશ્વાસપાત્રને પામે છે. વિશ્વાસપાત્ર પોતાનાં વિશ્વાસને આધીન છે, આ દૃષ્ટિએ વિશ્વાસ વિશ્વાસપાત્રથી પણ ક્યાંય અધિક મહત્ત્વની વસ્તુ છે. પણ આ રહસ્ય એ જ સાધકો જાણી શકે છે જેમણે વિવેક-વિરોધી વિશ્વાસનો અંત કરી પ્રેમાસ્પદનાં વિશ્વાસને અપનાવ્યો છે. વિવેક-વિરોધી વિશ્વાસનાં ત્યાગમાં સાધકનો પુરુષાર્થ હેતુ છે, પરંતુ વિશ્વાસપાત્રનાં અવિચળ વિશ્વાસમાં તો એકમાત્ર વિશ્વાસપાત્રની અહૈતુકી કૃપા જ હેતુ છે. પ્રેમાસ્પદની કૃપાનો આશ્રય જ વિશ્વાસી સાધકોનું સર્વસ્વ છે.

અભ્યાસનું મહત્ત્વ કાર્ય-કુશળતામાં ભલે હોય, પરંતુ પ્રેમનાં સામ્રાજ્યમાં તો અભ્યાસનો પ્રવેશ જ સંભવ નથી, કારણ કે અભ્યાસની સિદ્ધિ માટે દેહ વગેરેની અપેક્ષા રહે છે. દેહાભિમાનીનો કોઈ પ્રકારે પણ પ્રેમનાં સામ્રાજ્યમાં પ્રવેશ નથી થતો. દેહ વગેરેની મમતાનો અંત કર્યા પછી જ સાધક પ્રેમાસ્પદ સાથે સંબંધ સ્વીકાર કરી શકે છે. જેનાં સંબંધ-માત્રમાં જ દેહાભિમાન ગળી જાય છે, તેનાં પ્રેમ-પ્રાપ્તિમાં ભલા દેહાદિની શું અપેક્ષા હશે ? આ દૃષ્ટિએ

એ નિર્વિવાદ સિદ્ધ છે કે આત્મીયતા વિશ્વાસ-સાધ્ય છે, અભ્યાસ-સિદ્ધ નથી.

વિવેક-વિરોધી વિશ્વાસનો અંત થવાથી જ્યારે સાધક પ્રેમાસ્પદનાં વિશ્વાસને સ્વીકારે છે ત્યારે તેનામાં મધુર સ્મૃતિ સ્વતઃ જાગ્રત થાય છે, પરંતુ અસાવધાનીને કારણે સાધક સ્મૃતિનો પ્રભાવ શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે ઉપર જોવા માટે લાલાયિત થવા લાગે છે. તેનું ભયંકર પરિણામ એ થાય છે કે જે વસ્તુઓની મમતાનો ત્યાગ કર્યો હતો તેની સાથે પુનઃ મમતા સ્થાપિત થઈ જાય છે, જેનાં થતાં જ સ્મૃતિમાં શિથિલતા આવી જાય છે અને પછી સાધક પોતાની વિશ્વાસપૂર્વક સ્વીકાર કરેલી આત્મીયતામાં વિકલ્પ કરી બેસે છે. સાધન-નિર્માણનો પ્રભાવ શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેમાં જોવાની અભિરુચિ શરીર વગેરેની મમતાને પોષિત કરવામાં હેતુ છે. આ પ્રમાણે મમતાનો પુનર્જન્મ પણ અસત્‌નો સંગ છે, જેનો ત્યાગ અત્યંત આવશ્યક છે. સાધકનો અધિકાર સાધન-નિર્માણમાં છે, તેનાં ફળમાં નહિ. સાધનનું નિર્માણ એકમાત્ર જાણેલાં અસત્‌નાં ત્યાગમાં છે, અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિમાં નહિ. અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ તો મંગલમય વિધાનને આધીન છે, જે આપોઆપ થાય છે. જે વસ્તુ પોતાની નથી તેને સુંદર જોવાની કામના જ તો મમતા છે, જેનું સાધકનાં જીવનમાં કોઈ સ્થાન જ નથી. સાધકની આત્મીયતા તો એકમાત્ર સાધ્યમાં જ છે. સમસ્ત મમતાઓનાં નાશમાં જ આત્મીયતા પોષિત થાય છે. આત્મીયતાનો પ્રભાવ સાધ્યની પ્રિયતામાં છે. પ્રિયતાનો પ્રભાવ શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે પર પ્રગટ થવાથી તો પ્રિયતામાં શિથિલતા આવે છે, પણ આ રહસ્યને કોઈ વિરલા જ સાધકો જાણે છે. શરીર વગેરેની સ્મૃતિ માત્ર પણ સાધક માટે અસહ્ય છે, તો પછી તેમાં વિશેષતાની અભિરુચિ રાખવી આસક્તિ સિવાય બીજું શું છે ? આસક્તિનો નાશ અને પ્રેમની અભિવ્યક્તિ જાણેલાં અસત્‌નાં ત્યાગમાં નિહિત છે.

એ દરેક સાધકોને વિદિત છે કે મમતાનો નાશ અને પરાધીનતાનો અંત યુગપદ્ છે. સર્વાંશમાં પરાધીનતાનો નાશ થવાથી ચિન્મય જીવન સાથે એકતા સ્વાભાવિક છે, કારણ કે પરાધીનતાએ જ સાધકને જડતામાં આબદ્ધ કર્યો છે.



પરંતુ પ્રેમાસ્પદમાં અવિચલ આસ્થા વિના નિત-નૂતન પ્રિયતા ઉદિત નથી થતી, જેનાં ન થયે અગાધ, અનંત, નિત-નવ રસની અભિવ્યક્તિ સંભવ નથી. આત્મીયતામાં વિકલ્પ પોતાનું જાણેલું અસત્ છે, જેનો ત્યાગ અનિવાર્ય છે. આત્મીયતા સિવાય પોતાનાં માટે કોઈ અન્ય સાધન પણ છે, એવી સંભાવના પણ આત્મીયતામાં વિકલ્પ કરી દે છે. સાધન એ જ સજીવ થાય છે જે વિકલ્પ-રહિત હોય. સાધનની સ્વીકૃતિ પૂર્વે સાધન-નિર્માણ-કાળમાં સાધક ભલે કેટલોય વિકલ્પ કરે, તેનાથી ક્ષતિ નથી થતી. સાધનનો સંબંધ સાધકની રુચિ, યોગ્યતા તથા સામર્થ્ય સાથે છે. જે સાધનમાં આ સૌનું સમર્થન હોય એ જ સાધન સિદ્ધિદાયક છે. એવા સાધનની અભિવ્યક્તિ સત્સંગમાં જ નિહિત છે. સત્સંગ સમસ્ત સાધનોની ભૂમિ છે. સત્સંગની ઉપલબ્ધિ જાણેલાં અસત્‌નાં ત્યાગમાં નિહિત છે.

પ્રેમાસ્પદની આત્મીયતા સિવાય જો કોઈ બીજી પોતાની માંગ છે, તો એ આત્મીયતાની સજીવતામાં બાધક છે. પ્રિયતાની અભિવ્યક્તિમાં આત્મીયતાથી ભિન્ન કોઈ અન્ય સાધન નથી. આ રહસ્યને જાણી લેવાથી સાધક સમસ્ત પ્રલોભનોનો અંત કરી અભય થઈ જાય છે, જેનાં થતાં જ પ્રેમની અભિવ્યક્તિ તથા આસક્તિઓનો અભાવ સ્વતઃ થઈ જાય છે. આ દૃષ્ટિએ આત્મીયતામાં જ સમસ્ત વિકાસ નિહિત છે.





## મૂક-સત્સંગ અને વિશ્રામની અભિવ્યક્તિ

જે અવિનાશી છે એ જ સત્ છે. તેનો સંગ જ સત્‌નો સંગ છે. આ દૃષ્ટિએ પ્રત્યેક સાધક સર્વદા સત્‌નો સંગ કરવામાં સ્વાધીન છે. સત્ ક્યારેય કોઈનાથી અલગ નથી થયું, છતાં પણ અપ્રાપ્ત જેવું પ્રતીત થાય છે, આ જ આશ્ચર્ય છે. અવિનાશી અપ્રાપ્ત થઈ જ નથી શકતું, તેમની વિસ્મૃતિ તથા તેમનાથી વિમુખતા થઈ શકે છે. સત્ જ્યારે સાધકને અપ્રાપ્ત પ્રતીત થાય છે ત્યારે તેને પ્રાપ્ત શું છે ? આનાં પર વિચાર કરવાથી બહુ જ સુગમતાપૂર્વક સત્‌નો સંગ થઈ શકે છે. સત્‌નાં સંગમાં જ સત્‌નો મહિમા, સત્‌નો પ્રભાવ અને સત્‌ની પ્રિયતા નિહિત છે. સત્‌ની પ્રિયતા અસત્‌થી વિમુખ કરી સત્ સાથે અભિન્ન કરે છે, પણ આ રહસ્ય એ જ સાધકો જાણી શકે છે જેઓ અસત્‌નાં ભોગી નથી, પરંતુ સત્‌નાં જિજ્ઞાસુ છે.

અવિનાશીથી દેશ-કાળની દૂરતા સંભવ નથી. જેનાથી દેશ-કાળની દૂરતા નથી, તેમની અભેદતા શ્રમસાધ્ય નથી. સમસ્ત શ્રમ કામથી ઉત્પન્ન થાય છે. કામની ઉત્પત્તિ અવિવેક સિદ્ધ છે. શ્રમનો અંત કરવા માટે પ્રત્યેક સાધકે નિજ વિવેકનાં પ્રકાશમાં કામનો અંત કરવો પડશે. આવશ્યક કાર્ય, જે વાસ્તવમાં વર્તમાન કાર્ય છે, તેને કામનો અંત કરવાની દૃષ્ટિથી કરવું પરમ આવશ્યક છે, પરંતુ તેનાં ફળમાં લેશ માત્ર પણ આસ્થા ન રહે અને કરવાનો રાગ પણ પોષિત ન થાય. ત્યારે કાર્યનાં અંતમાં સાધકને મંગલમય વિધાનથી અલ્પકાળ વિશ્રામ મળશે કારણ કે અનાવશ્યક કાર્ય સંકલ્પ-વિકલ્પનાં રૂપમાં પ્રગટ થશે, જે આપોઆપ આવેલા વિશ્રામને ભંગ કરી દેશે અને સાધક એ સંકલ્પ-વિકલ્પોનાં



પ્રભાવથી પ્રભાવિત થઈને પોતાને વિશ્રામ-પ્રાપ્તિમાં અસમર્થ માની લેશે. આ ભયંકર ભૂલથી બચવા માટે સાધકે અનાવશ્યક કાર્યનો ત્યાગ દૃઢતાપૂર્વક કરવો પડશે. અનાવશ્યક કાર્ય એ જ છે જેનો સંબંધ વર્તમાન સાથે ન હોય અને જેમાં સાધકનાં સામર્થ્ય તથા વિવેકનું સમર્થન ન હોય. જેનો સંબંધ વર્તમાન સાથે નથી અને જેને કરવાનું સામર્થ્ય સાધકમાં નથી એ કાર્યને સાધક ક્રિયાત્મક રૂપ તો આપી જ નથી શકતો, કેવળ તેને કરવાનો રાગ-માત્ર જ સાધકમાં અંકિત રહે છે, જેનો ત્યાગ કરવો અનિવાર્ય છે. ક્યારેક-ક્યારેક અસાવધાનીથી સાધક વિવેક-વિરોધી કર્મ કરી બેસે છે, જેનાં કરવાથી કરવાનો રાગ નાશ નથી થતો. આ દૃષ્ટિએ વિવેક-વિરોધી કાર્યનો ત્યાગ પણ અત્યંત આવશ્યક છે. વિવેક-વિરોધી કાર્યનો ત્યાગ કરવાથી આવશ્યક કાર્યને પૂરું કરવાનું સામર્થ્ય સ્વતઃ પ્રાપ્ત થાય છે. પ્રાકૃતિક વિધાનની દૃષ્ટિએ મળેલાનો સદુપયોગ આવશ્યક કાર્ય છે. આવશ્યક કાર્યને પૂરું કરવામાં અસમર્થતાની ગંધ પણ નથી અને અનાવશ્યક કાર્ય કોઈએ કરવાનું નથી. આ દૃષ્ટિએ આવશ્યક કાર્યનાં અંતમાં વિશ્રામનું સંપાદન પરમ આવશ્યક છે.

ઉત્પન્ન થયેલા સંકલ્પ-વિકલ્પો સાથે તાદાત્મ્ય જ વિશ્રામને ભંગ કરવામાં મુખ્ય હેતુ છે. જ્યારે સાધક ઉત્પન્ન થયેલા સંકલ્પ-વિકલ્પો સાથે વિવેકપૂર્વક તાદાત્મ્ય તોડી નાખે છે ત્યારે એ સંકલ્પ-વિકલ્પો નિર્જીવ થઈ જાય છે. સાધક અસાવધાનીને કારણે ઉત્પન્ન થયેલા સંકલ્પ-વિકલ્પોથી ભયભીત થઈ જાય છે અને તેનો વિરોધ કરવા લાગે છે. એવું કરવાથી થોડાંમાં થોડાં સમય માટે તે સંકલ્પો દબાઈ જાય છે. તેનાં દબાવા-માત્રથી જ સાધક પોતાનાંમાં એક મિથ્યા અભિમાનનો આરોપ કરી લે છે. તેનું પરિણામ બહુ જ ભયંકર હોય છે. દબાયેલાં સંકલ્પો વારંવાર ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી સાધક તેને દબાવતો રહે છે ત્યાં સુધી તે ઉત્પન્ન થતાં રહે છે. આ પ્રકારનું દ્વંદ્વ અંતમાં સાધકને વિશ્રામથી નિરાશ કરી દે છે. એટલું જ નહિ, જે કાળમાં સંકલ્પ બળપૂર્વક દબાવી દેવામાં આવે છે એ કાળમાં પણ સાધકને લેશમાત્ર પણ વિશ્રામ નથી મળતો, પરંતુ મસ્તિષ્કની શક્તિનો અધિકાંશ ભાગ વ્યર્થ જ વ્યય થઈ જાય છે, જેથી બિચારો

સાધક પોતાનાંમાં અસમર્થતાનો અનુભવ કરવા લાગે છે અને પછી હાર માનીને વિશ્રામથી નિરાશ થઈ જાય છે. આ સાધકની સ્વાભાવિક સ્થિતિ નથી. આ અસ્વાભાવિકતાનો અંત કરવા માટે આવશ્યક કાર્યને પૂરું કરી અનાવશ્યક કાર્યને ત્યાગી, વિશ્રામ મેળવવો આવશ્યક છે.

જ્યારે સાધકનો પોતાનો કોઈ સંકલ્પ નથી રહેતો ત્યારે તે નિર્ભયતાપૂર્વક વર્તમાન કાર્યને પૂરું કરી નિશ્ચિંત થઈ જાય છે. નિશ્ચિંતતા સામર્થ્યની પ્રતીક છે. સામર્થ્યની અભિવ્યક્તિ થવાથી કર્તવ્યપરાયણતા, અસંગતા તેમજ શરણાગતિ સ્વતઃ આવી જાય છે. સાધકનો પોતાનો સંકલ્પ તેને સ્વાધીન નથી થવા દેતો. સ્વાધીનતાનું અપહરણ થતાં જ વસ્તુ, વ્યક્તિ વગેરેની દાસતા ઉત્પન્ન થઈ જાય છેક, જેનાં થતાં જ અનેક વિકારોનો જન્મ થઈ જાય છે. જો કે સાધકની સ્વાભાવિક માંગ નિર્વિકાર થવાની છે, પરંતુ સાધક પોતાનાં સંકલ્પને આધીન થઈને પોતાને નિર્વિકારતાથી વિમુખ કરી લે છે. નિર્વિકારતા સ્વરૂપથી અવિનાશી છે. તેનું સ્વતંત્ર અસ્તિત્વ છે. તેનાંથી નિરાશ થવું ભૂલ છે. ‘‘પોતાનો કોઈ સંકલ્પ નથી’’ આ મહામંત્રને અપનાવતાં જ સાધક બહુ જ સુગમતાપૂર્વક નિર્વિકારતા સાથે અભિન્ન થઈ શકે છે, આ નિર્વિવાદ સત્ય છે.

જ્યારે સાધક વિવેકપૂર્વક વસ્તુ, વ્યક્તિ વગેરેની દાસતાથી રહિત થઈને નિસ્સંકલ્પતાને સ્વીકારે છે ત્યારે પણ તેને સંકલ્પ-વિકલ્પોનો પ્રવાહ ઉત્પન્ન થયેલો પ્રતીત થાય છે. આ પ્રવાહ ભુક્તાભુક્ત ઇચ્છાઓનું પરિણામ છે, બીજું કાંઈ નહિ. સાધકે આ પ્રવાહથી ન તો ભયભીત થવાનું છે અને ન સુખ લેવાનું છે, પરંતુ તેનાથી અસહયોગ કરવાનો છે. અસહયોગ કરતાં જ તે સ્વતઃ નષ્ટ થઈ જશે, પરંતુ થોડી-થોડી વારે સાધક તેનું નિરીક્ષણ ન કરે. નિરીક્ષણ કરવાથી અસહયોગમાં વિકલ્પ થઈ જશે, જેનાં થતાં જ પ્રવાહ સાથે તાદાત્મ્ય ઉત્પન્ન થશે, જે તેને નષ્ટ નહિ થવા દે. સાધક પર દાયિત્વ એકમાત્ર ઉત્પન્ન થયેલા પ્રવાહ સાથે અસહયોગ કરવાનું જ છે. જેની ઉત્પત્તિ થાય છે તેનો વિનાશ પ્રાકૃતિક વિધાન અનુસાર આપોઆપ થાય છે, કરવો નથી પડતો. ઉત્પત્તિથી સંબંધ-વિચ્છેદ જ તેને મટાડવાનો સહજ, સુગમ ઉપાય છે. પ્રત્યેક ઉત્પત્તિમાં સત્યતા અને સુંદરતા સંબંધ જોડવાથી જ પ્રતીત થાય છે. જે ઉત્પત્તિનો વિનાશ સાધકને અભીષ્ટ હોય તેનાથી સંબંધ-વિચ્છેદ કરવો અનિવાર્ય છે. ઉતપન્ન થયેલું તમામ દૃશ્ય સંબંધ-વિચ્છેદ કરતાં જ નિર્જીવ થઈ જાય છે, આ નિર્વિવાદ સત્ય છે.



શાંતિ સજાગતા તથા સામર્થ્યને સુરક્ષિત રાખે છે. સજાગતા તથા સામર્થ્યથી જ પ્રત્યેક કાર્ય સાંગોપાંગ સંપન્ન થાય છે. આ દૃષ્ટિએ સાધકે કાર્યનાં આદિ અને અંતમાં શાંતિને સુરક્ષિત રાખવાની છે. આ ત્યારે સંભવ થશે જ્યારે કાર્યની ફળાસક્તિ તથા તેને કરવાનો રાગ સાધકમાં ન હોય. કાર્ય કરવાની સાર્થકતા કરવાનાં રાગની નિવૃત્તિ અને બીજાઓનાં અધિકાર સુરક્ષિત રાખવામાં છે. મંગલમય વિધાનની દૃષ્ટિએ સાધકને પોતાનાં માટે કોઈ પણ કાર્યની અપેક્ષા નથી. પ્રત્યેક કાર્યનો સંબંધ વિશ્વની સેવામાં નિહિત છે. સાધકને પોતાનાં માટે તો અસંગતા જ અપેક્ષિત છે. જ્યારે પ્રત્યેક કર્તવ્ય-કર્મથી જ સાધકે અસંગ રહેવાનું છે ત્યારે આપોઆપ ઉત્પન્ન થયેલા સંકલ્પ-વિકલ્પો સાથે તાદાત્મ્ય સ્વીકાર કરવાની તો કોઈ વાત જ નથી. સમસ્ત કાર્યોનું સંપાદન સમષ્ટિ શક્તિઓને આશ્રિત છે. સાધકે તો કેવળ પવિત્ર ભાવથી પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવાનો છે. જ્યારે કાર્યનાં આદિ અને અંતમાં સ્વભાવથી જ શાંતિનું સંપાદન થવા લાગે ત્યારે સાધક બહુ જ સુગમતાપૂર્વક ચિર-વિશ્રામ સાથે અભિન્ન થઈ જાય છે. ચિર-વિશ્રામમાં સમસ્ત વિકાસ નિહિત છે.

ચિર-વિશ્રામ સાધકને સત્ સાથે અભિન્ન અને અસત્થી અસંગ કરી દે છે. સત્ સાથે અભેદ થવાથી કાંઈ પણ કરવાનું શેષ નથી રહેતું. અસત્થી અસંગ થતાં જ સમસ્ત વિકાર સ્વતઃ નષ્ટ થઈ જાય છે. આ દૃષ્ટિએ વિશ્રામપૂર્વક સત્નો સંગ, અર્થાત્ મૂક-સત્સંગ સમસ્ત સાધનોની ભૂમિ છે અને સમસ્ત સાધનો વિશ્રામમાં જ વિલીન થાય છે, કારણ કે બધું જ કરવાથી એ જ પ્રાપ્ત થાય છે જે કરવાનાં આરંભની પૂર્વે હતું. સમસ્ત સાધનોની અભિવ્યક્તિ જેનાંથી થાય છે તેમાં જ સમસ્ત સાધનો વિલીન થાય છે. અનુત્પન્ન થયેલા વિશ્રામથી જ સમસ્ત સાધનોનો પ્રાદુર્ભાવ થાય છે અને સમસ્ત સાધનો વિશ્રામ સાથે જ અભિન્ન થઈ જાય છે.

અવિનાશીનો સંગ કોઈ શ્રમથી સાધ્ય નથી. આ કારણે મૂક-સત્સંગ જ સર્વોત્કૃષ્ટ સત્સંગ છે. પણ આ રહસ્ય એ જ સાધકો જાણે છે, જેમણે સત્‌નાં સંગને વર્તમાન જીવનની વસ્તુ સ્વીકાર કર્યો છે. અસત્‌નાં સંબંધે સત્‌થી વિમુખ કર્યા છે. તેનો ત્યાગ વિવેકસિદ્ધ છે, શ્રમ-સાધ્ય નહિ. અસત્‌ની કામના જ વિશ્રામને ભંગ કરે છે, જેનાં થતાં જ સત્‌થી દૂરતા તથા ભેદ પ્રતીત થાય છે. વાસ્તવમાં તો સત્‌થી દૂરતા તથ ભેદ સંભવ જ નથી, કેમકે અસત્ પણ સત્‌થી જ પ્રકાશિત છે. એટલું જ નહિ, અસત્‌ની પ્રતીતિમાં પણ સત્ જ હેતુ છે. સત્તારૂપે સર્વત્ર, સર્વદા સત્ જેમનું તેમ છે. તેની સાથે અભિન્ન થવામાં ચિર-વિશ્રામ જ સુગમ સાધન છે. વિશ્રામ વિના કોઈ પણ પ્રકારે સત્‌નો સંગ સંભવ નથી. તેનાં વિના કોઈ પણ સાધકને ન તો સ્વાધીનતા જ મળી શકે છે અને ન સાધ્ય પ્રત્યે અગાધ, અનંત, નિત-નવ પ્રિયતા. આ દૃષ્ટિએ પ્રત્યેક સાધક માટે મૂક સત્સંગ અનિવાર્ય છે.

અસત્‌નાં સંગનો પ્રભાવ પ્રગટ થયા વિના નાશ નથી થતો. શ્રમ-સાધ્ય સાધન એ પ્રભાવને દબાવે છે, પ્રગટ નથી થવા દેતું. મૂક-સત્સંગ એ પ્રભાવને પ્રગટ કરે છે. જો સાધક સાવધાનીપૂર્વક ઉત્પન્ન થયેલા પ્રભાવ સાથે સહયોગ ન કરે તો એ આપોઆપ મટી જાય છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ વિના નિર્વિકારતા સંભવ નથી અને તેનાં વિના ચિર-વિશ્રામ, સ્વાધીનતા તેમજ પ્રેમની અભિવ્યક્તિ સર્વદા અસંભવ છે. મૂક-સત્સંગ સહજ તથા સ્વાભાવિક સત્સંગ છે. તેનાં માટે કોઈ પ્રકારનાં પ્રયત્નની અપેક્ષા નથી, પરંતુ અપ્રયત્ન જ વાસ્તવિક પ્રયત્ન છે.

શ્રમની સાર્થકતા વર્તમાન કાર્યને વિધિવત્ કરવામાં છે, પરંતુ એ કાર્ય સાધકનું પોતાનું કાર્ય નથી, પરંતુ વિશ્વની સેવા છે. ખરું કામ કરવાથી આપોઆપ સુંદર સમાજનું નિર્માણ થાય છે અને સાધક કામ-રહિત થઈ જાય છે, જેનાં થતાં જ વાસ્તવિક જીવનની માંગ સબળ તથા સ્થાયી થઈ જાય છે. જ્યારે એક જ માંગ સ્થાયી થઈ જાય છે ત્યારે એ માંગની પૂર્તિ આપોઆપ થાય છે. આ દૃષ્ટિએ શ્રમનો અંત ચિર-વિશ્રામમાં જ છે. જે શ્રમ સાધકને વિશ્રામ સાથે અભિન્ન નથી



કરતો તે અનાવશ્યક શ્રમ છે. તેનો ત્યાગ આવશ્યક છે. અનાવશ્યક શ્રમનાં ત્યાગથી આવશ્યક શ્રમ સમષ્ટિ શક્તિઓનાં સહયોગથી સ્વતઃ થવા લાગે છે અને પછી સાધકમાં કર્તવ્ય-પાલનનું અભિમાન પણ શેષ નથી રહેતું. જ્યારે સાધકમાં અકર્તવ્યની ઉત્પત્તિ નથી થતી અને કર્તવ્યનું અભિમાન નથી રહેતું ત્યારે અપ્રયત્ન જ પ્રયત્ન રહી જાય છે, જે વાસ્તવમાં મૂક-સત્સંગ છે. સીમિત અહંભાવ કોઈ ને કોઈ ગુણ તથા દોષને આશ્રિત જીવિત છે. નિર્દોષતાની ઉત્કટ લાલસા જ્યારે દોષને ઉત્પન્ન નથી થવા દેતી ત્યારે ગુણનું અભિમાન આપોઆપ ગળી જાય છે, જેનાં ગળતાં જ બિચારું અહં વિશ્રામ, સ્વાધીનતા તથા પ્રેમ સાથે અભિન્ન થઈ જાય છે. નિર્દોષતાની ઉત્કટ લાલસા ત્યારે જ જાગ્રત થાય છે જ્યારે સાધકને કોઈ પણ પ્રકારની પરાધીનતા સહન નથી થતી. પરાધીનતાને સહન કરતાં રહેવું એ જ સાધકનો પ્રમાદ છે. આ પ્રમાદનો અંત મૂક-સત્સંગ દ્વારા બહુ જ સુગમતાપૂર્વક થઈ જાય છે. 'છે' નો સંગ શ્રમ-સાધ્ય નથી. આથી મૂક-સત્સંગથી જ 'છે' નો સંગ સાધ્ય છે. મૂક-સત્સંગ વર્તમાન દશાનો બોધ કરાવવામાં અચૂક મંત્ર છે. જ્યારે સાધક કાંઈ પણ કરવાનો સંકલ્પ નથી રાખતો ત્યારે આપોઆપ વર્તમાન વસ્તુસ્થિતિનો સ્પષ્ટ તથા યથેષ્ટ બોધ થઈ જાય છે, જેનાં થતાં જ નિર્દોષતાની ઉત્કટ લાલસા સ્વતઃ જાગ્રત થાય છે, જે દોષ-જનિત સુખનાં રાગને ખાઈને ગુણોનાં અભિમાનથી રહિત કરી દે છે અને પછી અહંભાવરૂપી અણુંનો નાશ થઈ જાય છે.

બધું જ કરવાનો અંત ન કરવામાં જ થાય છે. કાંઈ ન કરવાનો અર્થ આળસ તથા અકર્મણ્યતા નથી, પરંતુ જે 'છે' તેની સાથે સંગ કરવાનો ઉપાય કાંઈ ન કરવું છે. જેનાથી વિભાજન થઈ જ નથી શકતું, દૂરતા થઈ જ નથી શકતી, તેની સાથે અભિન્ન થવામાં કાંઈ ન કરવું જ હેતુ છે. બસ, આ જ મૂક-સત્સંગ છે. મૂક-સત્સંગ વિના સત્‌નો સંગ સંભવ નથી. અસત્‌નાં ત્યાગની પૂર્ણતા મૂક-સત્સંગમાં નિહિત છે. અસત્‌નાં વિવેચન દ્વારા અસત્‌નાં ત્યાગનાં સંકલ્પની પૂર્તિ મૂક-સત્સંગમાં જ નિહિત છે, કારણ કે ત્યાગમાં જ સમસ્ત પ્રયત્નનો અંત છે.

જેને પોતાનાં માટે કાંઈ પણ કરવાનું શેષ નથી, એ જ વાસ્તવમાં કર્તવ્યનિષ્ઠ થઈ શકે છે. જ્યાં સુધી સાધકને પોતાનાં માટે કાંઈ કરવાનું છે ત્યાં સુધી સર્વાંશમાં કર્તવ્યપરાયણતાની નથી આવતી. પોતાનાં માટે કાંઈ કરવાનું નથી, આ ત્યારે જ સંભવ થાય છે જ્યારે મૂક-સત્સંગ દ્વારા સાધક પોતાની પૂર્તિ પામે છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગથી કર્તવ્યપરાયણતાની અભિવ્યક્તિ થાય છે અને વિધિવત્ કર્તવ્ય-પાલન કરવાથી કાંઈ પણ કરવાનું શેષ નથી રહેતું, ત્યારે પણ અંતમાં મૂક-સત્સંગ જ રહી જાય છે. કર્તવ્યનિષ્ઠ થઈને મૂક-સત્સંગ પ્રાપ્ત કરવો અથવા મૂક-સત્સંગ દ્વારા કર્તવ્યનિષ્ઠ થવું સાધકની પોતાની રુચિને આધીન છે. જે સાધક અસમર્થતાનો અનુભવ કરે છે તે મૂક-સત્સંગ દ્વારા કર્તવ્યનિષ્ઠ થાય છે અને જે સાધક મળેલાં સામર્થ્યનો પવિત્ર ભાવથી સદ્વ્યય કરે છે તે કર્તવ્યનિષ્ઠ થઈને મૂક-સત્સંગ પ્રાપ્ત કરે છે. સામર્થ્યનો સદ્વ્યય કરવાનું જ્યારે અભિમાન ગળી જાય છે ત્યારે અંતમાં મૂક-સત્સંગ સજીવ થાય છે; કારણ કે જે કરવું જોઈએ તેને કરવાથી કર્તા અકર્તા થઈને અનંત સાથે અભિન્ન થાય છે. આ જ મૂક-સત્સંગની સજીવતા છે. કરવાની રુચિ હોવા છતાં પણ જ્યારે સાધક એ નથી કરી શકતો જે કરવું જોઈએ ત્યારે અધીરો થઈને ન કરવાની સ્થિતિમાં જ આવે છે, જેમાં આવતાં જ આવશ્યક સામર્થ્ય પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ સામર્થ્યનું પ્રતીક છે.

ભૌતિકવાદની દૃષ્ટિએ કર્તવ્યપરાયણતા, અધ્યાત્મવાદની દૃષ્ટિએ અસંગતા અને આસ્તિકવાદની દૃષ્ટિએ શરણાગતિ જ અંતિમ પ્રયાસ છે. આ ત્રણેય પ્રયાસોની પૂર્ણતા મૂક-સત્સંગમાં નિહિત છે. સામર્થ્યની અભિવ્યક્તિ શ્રમ-સાધ્ય નથી, પરંતુ શ્રમ-રહિત થવામાં જ છે. શ્રમ દ્વારા તો પ્રાપ્ત સામર્થ્યનો સદ્વ્યય થાય છે. અસંગતાની સિદ્ધિ પણ શ્રમ-સાધ્ય નથી, કારણ કે શ્રમની ઉત્પત્તિ કોઈ ને કોઈનાં સંગથી સાધ્ય છે. આ દૃષ્ટિએ અસંગતા માટે પણ મૂક-સત્સંગ જ મુખ્ય ઉપાય છે. જ્યારે સાધક પોતાનાંમાં સારી રીતે અસમર્થતાનો અનુભવ કરી લે છે ત્યારે જ શરણાગત થવાનો અધિકારી થાય છે. આ દૃષ્ટિએ જે કાંઈ નથી કરી શકતો એ જ શરણાગત થઈને સિદ્ધિ મેળવે છે. આથી સામર્થ્યનાં



સદ્વ્યય દ્વારા કર્તવ્યપરાયણતા તથા અસંગતા તેમજ શરણાગતિની પૂર્ણતા મૂક-સત્સંગમાં જ છે. સંકલ્પપૂર્વક ન કરવાનો અર્થ મૂક-સત્સંગ નથી, પરંતુ સંકલ્પોનાં ત્યાગમાં જ મૂક-સત્સંગ છે. કાંઈ ન કરવાનો સંકલ્પ પણ શ્રમ છે. મૂક-સત્સંગ શ્રમ-સાધ્ય નથી. આવશ્યક ચેષ્ટાનાં અંતમાં આપોઆપ જે સ્થિતિ થાય છે તેનું જ સુરક્ષિત રહેવું મૂક-સત્સંગનો આરંભ છે, પરંતુ આવશ્યક કાર્યનાં અંતમાં જે આગળ-પાછળનું ચિંતન થવા લાગે છે તે આપોઆપ આવેલા વિશ્રામને આચ્છાદિત કરી દે છે, અથવા કાર્યનાં અંતમાં જે ક્ષણિક સુખ માલૂમ થાય છે તેનો ભોગ પણ મૂક-સત્સંગ સિદ્ધ નથી થવા દેતો. આગળ-પાછળનું ચિંતન સાધકનાં ન ઇચ્છવા છતાં પણ થાય છે. જેનું થવું પોતાને અભીષ્ટ નથી, તેની સાથે અસહયોગ જ અપેક્ષિત છે. આપોઆપ થવાવાળી દશા-વિશેષને બળપૂર્વક મટાડવાનો પ્રયાસ સર્વથા ત્યાજ્ય છે, કારણ કે તેને બળપૂર્વક મટાડી નથી શકાતી. સાધક ઉત્પન્ન થયેલી અવસ્થા સાથે જ્યારે અસહયોગ કરી દે છે ત્યારે તેનો પ્રભાવ સાધક પર નથી રહેતો. દરેક અવસ્થાઓનો પ્રભાવ નાશ થતાં જ સાધક મૂક-સત્સંગ દ્વારા અવસ્થાતીત જીવન સાથે અભિન્ન થઈ જાય છે, જેમાં પરાધીનતા તથા પરિચ્છિન્નતાની ગંધ પણ નથી.

મૂક-સત્સંગ સિદ્ધ થતાં જ 'કરવું' 'થવા'માં અને 'થવું' 'છે'માં વિલીન થઈ જાય છે, જેનાં થતાં જ અમરત્વ સાથે અભિન્નતા થઈ જાય છે. આ દૃષ્ટિએ પ્રત્યેક સાધક માટે મૂક-સત્સંગ પરમ આવશ્યક છે. પ્રત્યેક કાર્યનાં આદિ અને અંતમાં મૂક-સત્સંગ થઈ શકે છે. પ્રાકૃતિક નિયમ અનુસાર જે આદિ અને અંતમાં છે એ જ અખંડ છે. આથી મૂક-સત્સંગ અખંડ છે. જે અખંડ છે એ જ અવિનાશી છે અને તેમાં જ જીવન છે. જીવનની માંગ મૂક-સત્સંગથી સાધ્ય છે. જીવનની લાલસા પ્રત્યેક સાધકમાં સ્વભાવથી જ વિદ્યમાન છે. તેની પૂર્તિ ત્યારે જ સંભવ છે જ્યારે સાધક મૂક-સત્સંગ વિના કોઈ પ્રકારે પણ ન રહી શકે. શ્રમ-સાધ્ય સમસ્ત ઉપાયો સાધકને દેહાભિમાનમાં જ આબદ્ધ કરે છે. દેહાભિમાન રહેતાં કામ, ક્રોધ વગેરે વિકારો નો નાશ સંભવ નથી. મૂક-સત્સંગ દ્વારા બહુ જ સુગમતાપૂર્વક દેહાભિમાન ગળી જાય છે, કારણ કે શ્રમની અપેક્ષા ન રહેવાથી

દેહ વગેરેની સાથે સંબંધ બનાવી રાખવો અનાવશ્યક સિદ્ધ થઈ જાય છે. પ્રાકૃતિક નિયમ અનુસાર અનાવશ્યક વસ્તુઓનો નાશ આપોઆપ થઈ જાય છે. આ દૃષ્ટિએ દેહાભિમાન ગળવામાં પણ મૂક-સત્સંગ હેતુ છે.

મૂક-સત્સંગ કોઈ અભ્યાસ નથી, પરંતુ સહજ સ્વભાવથી જ સત્ સાથે અભિન્ન થવું છે. શ્રમ તથા અભ્યાસની અપેક્ષા વાસ્તવમાં સત્સંગ માટે નથી. અભ્યાસ તથા શ્રમની આવશ્યકતા તો એકમાત્ર મળેલી વસ્તુ, સામર્થ્ય, યોગ્યતાનાં સદ્‌વ્યયમાં છે. સત્‌માં દરેકનો નિત્ય-નિવાસ છે. તેનાથી અલગ થવું સંભવ નથી. જેનાંથી અલગ થઈ જ નથી શકતાં તેનો સંગ શ્રમ-સાધ્ય નથી, પરંતુ દરેક પ્રકારનાં શ્રમથી રહિત થવાથી જ સત્‌નો સંગ સંભવ છે. સત્‌માં અવિચલ આસ્થા સત્સંગની પ્રેરણા આપે છે અને સત્‌ની લાલસા અસત્‌ની કામનાઓને ખાઈને સ્વતઃ સત્ સાથે અભિન્ન કરે છે. મૂક-સત્સંગ સત્‌ની આસ્થાને સજીવ કરવામાં સમર્થ છે. સત્‌માં અવિચલ આસ્થા સાધકને અસત્‌થી અસંગ કરવામાં હેતુ છે. અસત્‌થી અસંગ થતાં જ અસત્‌નો આપોઆપ સત્ સાથે અભેદ થઈ જાય છે. પણ આ રહસ્ય એ જ સાધકો જાણી શકે છે જેમણે સત્સંગને જ સર્વોત્કૃષ્ટ પુરુષાર્થ સ્વીકાર કર્યો છે.

આવશ્યક શક્તિઓનો પ્રાદુર્ભાવ મૂક-સત્સંગથી સ્વતઃ થાય છે. અન દૃષ્ટિએ સમસ્ત અસમર્થતાઓનો અંત મૂક-સત્સંગમાં નિહિત છે. અસમર્થતાનો અંત થતાં જ જે નહિ કરવું જોઈએ તેની ઉત્પત્તિ જ નથી થતી અને જે કરવું જોઈએ તે મંગલમય વિધાનથી સ્વતઃ થઈ જાય છે. એટલું જ નહિ, કર્તવ્યનું અભિમાન સદાને માટે ગળી જાય છે. જેનાં ગળતાં જ સમસ્ત ભેદ નષ્ટ થઈ જાય છે. ભેદનો નાશ થતાં જ નિશ્ચિંતતા, નિર્ભયતા તેમજ આત્મીયતાની અભિવ્યક્તિ થાય છે. નિશ્ચિંતતામાં ચિર-વિશ્રામ, નિર્ભયતામાં સ્વાધીનતા તેમજ આત્મીયતામાં પ્રેમ નિહિત છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ સફળતાની કુંજી છે.

અનંતનો અનુપમ આશ્રય, પોતાનાંમાં પોતાની પ્રિયતા, અસત્‌થી વિમુખતા અને સર્વાત્મભાવ મૂક-સત્સંગથી જ સંભવ છે. અનંતનો અનુપમ



આશ્રય નિરભિમાનતાનું, પોતાનાંમાં પોતાની પ્રિયતા સ્વાધીનતાનું, અસત્‌થી વિમુખતા ચિર-વિશ્રામનું અને સર્વાત્મભાવ કર્તવ્યનું પ્રતીક છે. નિરભિમાનતાથી અભિન્નતા, સ્વાધીનતાથી દિવ્ય ચિન્મય જીવન, ચિર-વિશ્રામથી સમસ્ત વિકાસ અને કર્તવ્યથી સુંદર સમાજનું નિર્માણ સ્વતઃ થાય છે.

સંકલ્પ-જનિત સમસ્ત ચેષ્ટાઓનો અંત કરી સ્વભાવથી જ અંદર-બહારથી શાંત થવું જ મૂક-સત્સંગ છે. અપ્રાપ્તની કામના, મળેલાંનો દુરુપયોગ અને નિત્યપ્રાપ્તમાં આસ્થા તેમજ પ્રિયતાનું ન હોવું મૂક-સત્સંગમાં બાધક છે. નિત્ય-પ્રાપ્તનો અર્થ અવિનાશી તત્ત્વ છે. મળેલાંનો અર્થ ઉત્પન્ન થયેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરે છે અને તેની જ કામના અપ્રાપ્તની કામના છે, કારણ કે મળેલાં સાથે નિત્ય સંબંધ નથી. જેની સાથે નિત્ય સંબંધ નથી તેનું આકર્ષણ જ કામનાનું જન્મદાતા છે. મળેલાંનાં દુરુપયોગે જ કર્તવ્યનું અપહરણ કર્યું છે. આ દૃષ્ટિએ મળેલાંનો સદુપયોગ, અપ્રાપ્તની કામનાનો ત્યાગ તેમજ નિત્ય-પ્રાપ્તમાં અગાધ અનંત પ્રિયતા મૂક-સત્સંગમાં હેતુ છે. મૂક-સત્સંગ સ્વાભાવિક સત્સંગ છે. તેમાં અસ્વાભાવિકતાની ગંધ પણ નથી. અલ્પ-કાળનો મૂક-સત્સંગ પણ સજાગતા પ્રદાન કરવામાં સમર્થ છે. સજાગતા આવતાં જ જડત્વથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, જેનાં થતાં જ પરાધીનતા સ્વાધીનતામાં, અભાવ પૂર્ણતામાં અને આસક્તિ પ્રીતિમાં પરિવર્તિત થઈ જાય છે; નીરસતા, ખિન્નતા, ક્ષોભ અને અસમર્થતાની ગંધ પણ નથી રહેતી. આ દૃષ્ટિએ મૂક-સત્સંગમાં જ જીવનની સાર્થકતા નિહિત છે. મૂક-સત્સંગ દરેક સાધકો માટે સમાન છે. દાર્શનિક ભેદ હોવા છતાં પણ મૂક-સત્સંગમાં કોઈ અંતર નથી હોતું. જે પ્રમાણે ભૂમિ પ્રત્યેક બીજને વિકસિત કરવામાં સમર્થ છે, એ જ પ્રમાણે મૂક-સત્સંગ દરેક સાધકોનાં વિકાસમાં સમર્થ છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ દરેક સાધકોએ અપનાવવો અનિવાર્ય છે.

જે પ્રવૃત્તિનો આરંભ શાંતિથી નથી થતો તે પ્રવૃત્તિ સાંગોપાંગ સંપન્ન નથી થતી અને જે નિવૃત્તિનો અંત શાંતિમાં નથી થતો તે નિવૃત્તિ સજીવ નથી થતી. પ્રવૃત્તિ અને નિવૃત્તિ જ સાધકનાં જીવનનાં બે પાંસાઓ છે. નિવૃત્તિથી પ્રવૃત્તિનું

સામર્થ્ય આવે છે અને પ્રવૃત્તિથી મળેલાં સામર્થ્યનો સદ્‌વ્યય થાય છે. મળેલાં સામર્થ્યનાં સદ્‌વ્યયથી જ જીવન જગત માટે ઉપયોગી થાય છે અને અભિમાન-રહિત નિવૃત્તિથી જ જીવન પોતાનાં માટે ઉપયોગી સિદ્ધ થાય છે. મંગલમય વિધાન અનુસાર પ્રવૃત્તિ જગત માટે અને નિવૃત્તિ પોતાનાં માટે છે. આથી પ્રવૃત્તિ અને નિવૃત્તિને સાધન-રૂપ સિદ્ધ કરવા માટે મૂક-સત્સંગ અપેક્ષિત છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિથી અતીતનાં જીવનમાં સાધકનું અહં ગળીને અનંતની અનુપમ પ્રિયતામાં પરિવર્તિત થઈ જાય છે. આ પણ મૂક-સત્સંગથી જ સિદ્ધ છે, કારણ કે અહંનો નાશ શ્રમ-સાધ્ય નથી. શ્રમનાં મૂળમાં બીજ-રૂપે પોતાનું સુખ છૂપાયેલું રહે છે. મૂક-સત્સંગ સાધકને સુખની દાસતા અને દુઃખનાં ભયથી રહિત કરી દે છે, જેનાં થતાં જ અહં આપોઆપ ગળી જાય છે. પ્રાકૃતિક નિયમ અનુસાર અહં સુખ તથા દુઃખનાં આશ્રયથી જ જીવિત છે. સુખ-દુઃખનાં આશ્રયનો નાશ શ્રમ-સાધ્ય નથી. આ કારણે મૂક-સત્સંગથી જ અહંનો નાશ થઈ શકે છે. આથી જીવનની પૂર્ણતા, જે વિશ્રામ, સ્વાધીનતા તથા પ્રેમમાં નિહિત છે, મૂક-સત્સંગથી જ સિદ્ધ છે.

સત્સંગનો મહિમા અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિમાં છે. આ દૃષ્ટિએ સત્સંગ દરેક સાધકો માટે અનિવાર્ય છે. તેનાં વિના કોઈને સાધ્યની પ્રાપ્તિ સંભવ નથી. યોગ્યતા, રુચિ, સામર્થ્યનાં ભેદો હોવા છતાં પણ મૂક-સત્સંગ દરેક માટે સમાન છે. મૂક-સત્સંગ દ્વારા સમસ્ત અસાધનોનો નાશ થઈ શકે છે અને યોગ્યતા, રુચિ તથા સામર્થ્યને અનુરૂપ વ્યક્તિગત સાધનની અભિવ્યક્તિ પણ થઈ શકે છે. એટલું જ નહિ, સમસ્ત સાધનો જે સાધન-તત્ત્વ સાથે અભિન્ન થાય છે, તેની અભિવ્યક્તિ પણ મૂક-સત્સંગમાં નિહિત છે. આથી મૂક-સત્સંગ દરેક સાધકોનો પોતાનો સત્સંગ છે; કારણ કે મૂક-સત્સંગની સિદ્ધિ 'પર' ની અપેક્ષા નથી રાખતી. જેનાં માટે 'પર' ની અપેક્ષા નથી રહેતી તે દરેક માટે સમાન છે. જો મૂક-સત્સંગનો સંબંધ કોઈ પરિસ્થિતિ વિશેષ સાથે હોત તો એ દરેક માટે સમાન ન હોત; પરંતુ મૂક-સત્સંગ માટે તો કોઈ પરિસ્થિતિ-વિશેષની અપેક્ષા જ નથી. આથી સાધક ભલે જે પરિસ્થિતિમાં હોય, મૂક-સત્સંગ સ્વાધીનતાપૂર્વક



થઈ શકે છે.

મૂક-સત્સંગ અભ્યાસ નથી, પરંતુ જીવનનું સહજ, સ્વાભાવિક તેમજ અવિભાજ્ય અંગ છે. તેનો કોઈ પણ સાધક ત્યાગ નથી કરી શકતો, પરંતુ તેને સત્સંગનું રૂપ કોઈ વિરલા જ આપી શકે છે. એટલું જ નહિ, સ્વાભાવિક હોવાથી જીવનનાં આ મહત્ત્વપૂર્ણ અંગ પર દૃષ્ટિ જ નથી જતી. પ્રત્યેક કાર્યનાં આદિ અને અંતમાં દરેકને મૂક થવું પડે જ છે. એવો કોઈ શ્રમ છે જ નહિ જેનો આદિ અને અંત વિશ્રામમાં ન હોય. શ્રમ અને વિશ્રામનાં ભેદને સ્પષ્ટ રૂપે જાણી લેવાથી મૂક-સત્સંગ સ્વતઃ થવા લાગે છે. દરેક શ્રમ વાસ્તવિક વિશ્રામ માટે છે અને વિશ્રામ સ્વાધીનતા તથા પ્રેમની અભિવ્યક્તિ માટે છે. આ રહસ્ય ખુલતાં જ સાધકને વિદિત થઈ જાય છે કે મૂક-સત્સંગ અનુપમ તથા અચૂક ઉપાય છે. જિજ્ઞાસુમાં વિચાર, વિશ્વાસીમાં વિરહ તેમજ કર્તવ્યનિષ્ઠમાં આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ મૂક-સત્સંગથી આપોઆપ થાય છે. પ્રાકૃતિક વિધાન અનુસાર સમસ્ત સાધનો સત્સંગમાં જ નિહિત છે. સત્સંગ વિના સાધનનું નિર્માણ કોઈ પણ પ્રકારે સંભવ નથી. સત્સંગની એ રૂપરેખા, જે દરેક સાધકોને સહજ તથા સ્વાભાવિક હોય, મૂક-સત્સંગમાં જ નિહિત છે.

સત્સંગ સાધકનાં જીવનનું એ મહત્ત્વપૂર્ણ અનિવાર્ય અંગ છે જેનો કોઈ પણ હેતુથી ત્યાગ નથી કરી શકાતો. સમસ્ત પ્રવૃત્તિઓનાં આદિ અને અંતમાં સત્સંગ અત્યંત આવશ્યક છે. સાધકોને એ સારી રીતે જ્ઞાત રહે કે મૂક-સત્સંગ અભ્યાસનું રૂપ ન બની જાય, શ્રમની ગંધ પણ ન આવવા પામે. વિશ્રામની પ્રિયતાથી જ કાર્યનાં અંતમાં મૂક-સત્સંગ સ્વતઃ થવા લાગે અને જે માંગની પૂર્તિ માટે મૂક-સત્સંગ કરવામાં આવ્યો છે તેની જ પૂર્તિ અભીષ્ટ હોય. અસમર્થતા, પરાધીનતા તેમજ આસક્તિઓના નાશ તથા સામર્થ્ય, સ્વાધીનતા અને પ્રેમની માંગની પૂર્તિમાં મૂક-સત્સંગની અપેક્ષા છે. સામર્થ્યની અભિવ્યક્તિ થવાથી દોષોની ઉત્પત્તિ જ નથી થતી અને ગુણોનું અભિમાન ગળી જાય છે. સ્વાધીનતા દિવ્ય ચિન્મય જીવન સાથે અને પ્રેમ અગાધ અનંત રસ સાથે અભિન્ન કરી દે છે, જે દરેક સાધકોની અંતિમ માંગ છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ દરેક માટે સફળતાની કુંજી છે.



# ઉપસંહાર

ચિર-વિશ્રામ, સ્વાધીનતા અને પ્રેમ દરેક સાધકોની પોતાની માંગ છે, જેની પૂર્તિ કર્તવ્યપરાયણતા, અસંગતા તેમજ આત્મીયતામાં નિહિત છે. વિવેક-વિરોધી કર્મનાં ત્યાગમાં કર્તવ્યપરાયણતા, વિવેક-વિરોધી સંબંધનાં ત્યાગમાં અસંગતા તેમજ વિવેક-વિરોધી વિશ્વાસનાં નાશમાં આત્મીયતા નિહિત છે. વિવેક-વિરોધી કર્મ, સંબંધ તથા વિશ્વાસ સાધકનું પોતાનું જાણેલું અસત્ છે. તેનાં સંગથી જ અકર્તવ્ય, અસાધન તથા આસક્તિની ઉત્પત્તિ થઈ છે. આથી આ સમસ્ત વિકારોનો અંત કરવા માટે અસત્નાં સંગનાં ત્યાગનું દાયિત્વ સાધક પર છે.

મંગલમય વિધાન અનુસાર દાયિત્વને પૂરું કરવામાં અસમર્થતા નથી, પરંતુ સાધક સર્વદા સ્વાધીન તથા સમર્થ છે. વાસ્તવિક માંગની વિસ્મૃતિમાં જ દાયિત્વની વિસ્મૃતિ છે. દાયિત્વનો સ્પષ્ટ બોધ ન હોવાને કારણે સાધક પોતાને દાયિત્વ પૂરું કરવામાં અસમર્થ માની લે છે. વર્તમાન વસ્તુસ્થિતિનો સાધક પર જેમ-જેમ સ્પષ્ટ તથ યથેષ્ટ પ્રભાવ થતો જાય છે તેમ-તેમ વાસ્તવિક માંગની સ્મૃતિ જાગ્રત થતી જાય છે. વાસ્તવિક માંગની સ્મૃતિ જાગ્રત થતાં જ સાધકને પોતાનાં દાયિત્વનો સ્પષ્ટ બોધ થઈ જાય છે અને પછી તેને પૂરું કરવામાં સાધક પોતાને સ્વાધીન તથા સમર્થ જુએ છે.

પરિસ્થિતિને અનુરૂપ આવશ્યક કાર્યની પૂર્તિ અને અનાવશ્યક કાર્યની નિવૃત્તિ થવાથી સાધકને સ્વતઃ વિશ્રામ મળે છે, જેનાં મળતાં જ દિવ્ય



શક્તિઓનો પ્રાદુર્ભાવ થવા લાગે છે. શક્તિઓનાં પ્રાદુર્ભાવથી પરાધીનતા સ્વાધીનતામાં, જડતા ચેતનામાં અને અભાવ પૂર્ણતામાં વિલીન થઈ જાય છે. આ દૃષ્ટિએ કર્તવ્યપરાયણતામાં જ વિશ્રામ નિહિત છે, જે સમસ્ત દિવ્ય શક્તિઓની ભૂમિ છે. આવશ્યક કાર્યને પૂરું કરવાની સ્વાધીનતા સાધકને મળી છે. આવશ્યક કાર્ય એ જ છે જેને કરવામાં નિજ વિવેક તથા સામર્થ્યનું સમર્થન છે. સામર્થ્ય-વિરોધી તથા વિવેક-વિરોધી કાર્ય અનાવશ્યક કાર્ય છે. અનાવશ્યક કાર્યનાં ત્યાગમાં જ આવશ્યક કાર્યની સિદ્ધિ નિહિત છે. અનાવશ્યક કાર્યનો ત્યાગ ન કરવો અસત્નો સંગ છે, જેનું સાધકનાં જીવનમાં કોઈ સ્થાન જ નથી. અનાવશ્યક કાર્યોને બનાવી રાખવાથી આવશ્યક કાર્યની વિસ્મૃતિ થાય છે અને આવશ્યક કાર્ય ન કરવાથી અનાવશ્યક કાર્યોની ઉત્પત્તિ થતી રહે છે. આ કારણે સાધકે સાવધાનીપૂર્વક વર્તમાન કર્તવ્ય-કર્મ લક્ષ્ય પર દૃષ્ટિ રાખીને પવિત્ર ભાવથી કરવું અનિવાર્ય છે.

વિદ્યમાન રાગની નિવૃત્તિ માટે સામર્થ્ય તથા વિવેકને અનુરૂપ સાધકે દરેકનાં અધિકારોની રક્ષા કરવાની છે, પરંતુ નવીન રાગની ઉત્પત્તિ ન થાય, તેનાં માટે તેણે પોતાનાં અધિકારનો ત્યાગ કરવાનો છે. પોતાનાં અધિકારનો ત્યાગ કરતાં જ સાધક રાગ તથા ક્રોધથી રહિત થઈ જાય છે. રાગનાં અંતમાં પરાધીનતાનો અને ક્રોધનાં અંતમાં વિસ્મૃતિનો નાશ નિહિત છે. પરાધીનતાનાં નાશમાં જ સ્વાધીનતાની અભિવ્યક્તિ અને વિસ્મૃતિનાં નાશમાં જ અખંડસ્મૃતિ સ્વતઃ થાય છે. સ્વાધીનતા ચિન્મય જીવન સાથે અભિન્ન કરવામાં અને સ્મૃતિ પ્રેમનાં પ્રાદુર્ભાવમાં સમર્થ છે. આ દૃષ્ટિએ રાગ તથા ક્રોધ પોતાનું જાણેલું અસત્ છે, જે બીજાઓનાં અધિકારોનું અપહરણ તથા અધિકાર-લોલુપતાથી પોષિત થાય છે અને એ જ વાસ્તવમાં અકર્તવ્ય છે. અકર્તવ્યનો ત્યાગ જાણેલાં અસત્નો ત્યાગ છે, જેને કરતાં જ સ્વતઃ કર્તવ્યપરાયણતાની અભિવ્યક્તિ થાય છે.

કર્તવ્યપરાયણતામાં ચિર-વિશ્રામ અને તેમાં જ સ્વાધીનતાની અભિવ્યક્તિ થાય છે. અકર્તવ્યનો અંત કરવામાં જે અસમર્થતા પ્રતીત થાય છે તેનું એકમાત્ર કારણ પરાધીનતામાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી છે.

પરાધીનતામાં અસહ્ય વેદનાનું જાગ્રત ન થવું, પરાધીનતામાં જીવન-બુદ્ધિ ઉત્પન્ન કરે છે, જે પોતાનું જાણેલું અસત્ છે, જેનાં સંગથી સાધક સ્વાધીનતાથી નિરાશ થવા લાગે છે. જો કે સ્વાધીનતાની માંગ સાધકની પોતાની માંગ છે, પરંતુ તેનાથી નિરાશ થવાને કારણે તેની પૂર્તિ દુર્લભ પ્રતીત થાય છે. સ્વાધીનતા દરેક સાધકોને હંમેશા મળી શકે છે. જો એવું ન હોત તો તેની માંગ જ ન થાત. માંગ તેની જ થાય છે જેની પૂર્તિ અસંભવ ન હોય, પરંતુ સર્વદા સંભવ હોય. જે સંભવ છે તેનાથી નિરાશ થવું અને જે અસંભવ છે તેની આશા કરવી પોતાનું જાણેલું અસત્ છે. આ અસત્નાં સંગે જ સાધકમાં સ્વાધીનતાથી નિરાશા અને પરાધીનતામાં જીવન-બુદ્ધિ ઉત્પન્ન કરી દીધી છે.

ઉત્પન્ન થયેલી વસ્તુ, અવસ્થા તેમજ પરિસ્થિતિઓ સાથે નિત્ય સંબંધ બનાવી રાખવો સર્વદા અસંભવ છે અને દરેક અવસ્થાઓથી અતીત જે દિવ્ય જીવન છે તેની સાથે અભિન્ન થવું સર્વદા સંભવ છે. પરંતુ આ રહસ્ય એ જ સાધકો જાણી શકે છે જેઓ જાણેલાં અસત્નાં ત્યાગમાં સર્વદા તત્પર છે. જાણેલાં અસત્નો ત્યાગ જ સાધકનો પરમ પુરુષાર્થ છે. સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ મેળવવા માટે વિવેક-વિરોધી સંબંધનો ત્યાગ પરમ આવશ્યક છે. તેનાં વિના પરાધીનતાનો નાશ તથા સ્વાધીનતાની અભિવ્યક્તિ કોઈ પણ પ્રકારે સંભવ નથી. જેનાથી જાતીય તથા સ્વરૂપની ભિન્નતા છે તેની સાથે નિત્ય-સંબંધ સ્વીકાર કરવો પોતાનું જાણેલું અસત્ છે. ઉત્પન્ન થયેલી વસ્તુઓ સાથે સાધકની જાતીય તથા સ્વરૂપની એકતા નથી. આથી તેની મમતાનો ત્યાગ દરેક સાધકો માટે અત્યંત આવશ્યક છે. સાધકની જાતીય તથા સ્વરૂપની એકતા તેની સાથે જ છે જેની તેનાંમાં જિજ્ઞાસા તથા પ્રિયતા છે. ઉત્પન્ન થયેલી વસ્તુઓમાં આસક્તિ છે, પ્રિયતા નહિ. પ્રિયતા અનુત્પન્ન થયેલાં અનંતમાં જ છે. જેનાંમાં આસક્તિ છે તેની મમતાનો ત્યાગ અને જેનાંમાં પ્રિયતા છે તેમાં આત્મીયતા સ્વીકાર ન કરવી પોતાનું જાણેલું અસત્ છે. આ અસત્નો ત્યાગ કરતાં જ સાધક સ્વાધીનતા તથા પ્રેમ સાથે અભિન્ન થઈ જાય છે; કારણ કે વિશ્રામ, સ્વાધીનતા અને પ્રેમ આ ત્રણેય સાથે સાધકની જાતીય તથા સ્વરૂપની એકતા છે.



ચિર-વિશ્રામ કર્તવ્યપરાયણતામાં, સ્વાધીનતા અસંગતામાં અને પ્રેમ આત્મીયતામાં નિહિત છે. કર્તવ્યપરાયણતા વિશ્વ માટે, અસંગતા પોતાનાં માટે અને આત્મીયતા અનંત માટે ઉપયોગી છે. વિશ્રામ, સ્વાધીનતા તથા પ્રેમ પોતાનું જીવન છે. આનાંથી ભિન્ન જે કાંઈ છે તે પોતાનું નથી. જે પોતાનું નથી તેમાં મમતા અસત્નો સંગ છે. જે પોતાનું છે તેનાંથી વિમુખ થવું, નિરાશ થવું પણ અસત્નો જ સંગ છે. સાધકનાં જીવનમાં અસત્નાં સંગનું કોઈ સ્થાન જ નથી. થોડાંમાં થોડાં સમયનો અસત્નો સંગ મોટાંમાં મોટી હાનિમાં હેતુ છે. આ કારણે અસત્ને જાણતાં જ અસત્નો ત્યાગ કરવો અત્યંત આવશ્યક છે.

અસત્નો ત્યાગ વર્તમાનની વસ્તુ છે. તેને કરવામાં કોઈ પરિસ્થિતિ વિશેષની અપેક્ષા નથી, પરંતુ અસત્નું જ્ઞાન જ અસત્નાં ત્યાગમાં હેતુ છે. આ દૃષ્ટિએ પોતાનાં જાણેલાં અસત્નાં ત્યાગમાં લેશમાત્ર પણ અસમર્થતા તથા પરતંત્રતા નથી.

સુખ-લોલુપતાએ વિશ્રામનું અને દેહાભિમાને સ્વાધીનતાનું અપહરણ કર્યું છે. કર્તવ્યપરાયણતા સુખ-લોલુપતાનો અને વિવેક-વિરોધી સંબંધનો ત્યાગ દેહાભિમાનનો અંત કરવામાં સમર્થ છે. સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં જ પ્રેમની અભિવ્યક્તિ થાય છે. જેને સ્વાધીનતા પણ સંતુષ્ટ નથી કરી શકતી તેમાં જ પ્રેમનો પ્રાદુર્ભાવ થાય છે. પ્રેમ અનંતનો સ્વભાવ છે. તેની સાથે અભિન્ન થવામાં જ સાધનની પૂર્ણતા છે.



**मूल पुस्तकमें जो विशेषता होती है, वह अनुवादमें नहीं आ पाती । अनुवादमें प्रायः लेखकके कई भाव पूरी तरह व्यक्त नहीं हो पाते । इसलिये जिज्ञासु पाठकोंसे निवेदन है कि यदि उन्हे हिन्दी भाषाका ज्ञान हो तो वे मूल हिन्दी पुस्तकको भी अवश्य पढनेकी कृपा करें ।**

# સત્સંગ અને સાધન

## સંત હૃદય કી કરુણ પુકાર

હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે સમર્થ હે કરુણાસાગર વિનતી યહ સ્વીકાર કરો,
હે સમર્થ હે કરુણાસાગર વિનતી યહ સ્વીકાર કરો,
ભૂલ દિખાકર ઉસે મિટાકર અપના પ્રેમ પ્રદાન કરો ।
ભૂલ દિખાકર ઉસે મિટાકર અપના પ્રેમ પ્રદાન કરો ।
પીર હરો હરિ પીર હરો હરિ પીર હરો પ્રભુ પીર હરો ।
પીર હરો હરિ પીર હરો હરિ પીર હરો પ્રભુ પીર હરો ।